બાલસાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ લેખક, સંપાદક અને આગેવાન પ્રકાશક તરીકે શ્રી. નાગરદાસ પટેલનું નામ ખુબ જાણીતું છે.

★ ★ ★

એમનાં લખાણની ખૂબી તો એ છે કે એમનું પુસ્તક એક વખત હાથમાં લીધા પછી વાંચકનું મન એવું તો જકડી રાખે છે કે તે પૂરૂં કર્યા વગર ચેન પડતું નથી.

★ ★ ★

બાલસાહિત્યનાં પ્રકાશનોમાં શ્રી. નાગરદાસની એક વ્યવસ્થિત યોજના અને પ્રગતિવાન દૃષ્ટિ છે. તેવી જ સુંદર યોજના એમણે કિશોર અને કુમારસાહિત્ય માટે કરી છે.

★ ★ ★

મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને

સાહસ કથાવલિ : પુસ્તક દસમું

# મામાનો વારસો

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ . મુંબઇ ૨

## પરિચય



સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી રસિક વાર્તાઓ વાંચવાની કુમાર-જીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ પર્યંત કાયમ રહે છે. એ વૃત્તિને અનુકૂળ અને પ્રેરણાદાયી વાંચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

માનવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી અત્યંત પ્રેરણાદાયી તેમજ રસિક વાર્તાઓ આપવાની યોજના ‘સાહસ કથાવલિ’ માં કરવામાં

આવી છે. એમાં અંગ્રેજ સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની દિલચસ્પ વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ કેટલીક મૌલિક કથાઓ આપવામાં આવશે. એ દરેકનું વસ્તુ અને વાતાવરણ ગુજરાતને અનુકૂળ રહેશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓને ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહન આપ્યું છે તેવી જ રીતે આ ગ્રંથાવલિને પણ ગુજરાતે અપનાવી છે એ જાણીને સંતોષ થાય છે.

[illegible]



અનુક્રમ





# મામાનો વારસો



## મામાનો વારસો

પોઇસરના પૂલ આગળ અનેક અકસ્માત થયા છે. એ પૂલજ એવો છે કે અકસ્માત થયા વિના ન રહે! મોટરકાર એ માણસોનો કાળ છે અને પોઇસરનો પૂલ એ મોટરોનો કાળ છે એવો જયંતે એક વખત અભિપ્રાય આપ્યો હતો.

અને જયંતને પૂરજોસથી મોટર હાંકવાની ટેવ પડી છે. એની મોટરનું સ્પીડોમીટર સાઠના આંકડાથી નીચે હોય તો એને ચેન નથી પડતું. એને અત્યાર સુધી અકસ્માત—ભયંકર અકસ્માત નડ્યો નથી એ વાત એ જીવતો જાગતો હરતો ફરતો છે તેનાથી પુરવાર થાય છે.

પોઇસરના પૂલ ઉપર થઇને પંદરસોને પાંચ વખત એની મોટર પસાર થઇ હશે પણ એ એટલો પાવરધો હતો કે એને કૈં અકસ્માત નડ્યો ન હતો. છતાં ભણ્યો ભૂલે ને તારો ડૂબે! જોગેશ્વરી અને ગોરેગામ વચ્ચે એક પૂલ આવે છે તેની નજીક

જયંતની મોટર ઉતરી પડી અને નવી પુરણી હોવાથી એનો પાછળનો ભાગ ગારામાં ખુંચી ગયો. મોટરે આગળ ચાલવાની ના પાડી.

જયંત નીચે ઉતર્યો અને આજુબાજુ જોવા માંડયું. એક તરફ દૂરથી દેખાતો દરિયો અને મીઠાના અગરપર એની નજર પડી અને બીજી તરફ જોયું તો થોડે દૂર દેખાતા કંપાઉંડનો દેખાવ પરિચિત લાગ્યો. એ તે તરફ ગયો. અંદરની બાજુ જૂની પદ્ધતિએ બાંધેલું એક મકાન હતું અને તેની ઓસરીમાં બાંધેલો કૂતરો એને જોઈને ભસતો હતો.

એણે પેલા મકાનનો બંધ દરવાજો ઠોકયો પણ કોઈએ જવાબ આપ્યો નહિ. આજુબાજુ પણ કોઈ હોય એમ જયંતને ન લાગ્યું.

એ મકાનના માલિક કાલિપ્રસાદને જયંત ઓળખતો હતો. એ ઘણો કંજુસ હતો. એ અને એનો ભાઈ રૂદ્રજી બન્ને કંજુસના કાકા તરિકે પ્રખ્યાત હતા.

જયંતને જવાબ ન મળવાથી એ આગળ વધ્યો. પાછળની બાજુ બગીચો હતો તેમાં થઈને તે રેલ્વે લાઈન તરફ જવા લાગ્યો. એટલામાં થોડે દૂર જમીનમાંથી એક રાક્ષસ ફૂટી નીકળ્યો હોય એ રીતે કાલિપ્રસાદ બહાર આવ્યો. એ જમીનમાંથી ફૂટી નીકળ્યો તે જોઈને જયંતને નવાઈ લાગી. એણે ધ્યાન દઈને જોયું તો કાલિપ્રસાદ કુવામાંથી બહાર નીકળ્યો હતો. જયંતના તરફ એની પીઠ હતી. એણે કુવાનું ઢાંકણું બંધ કર્યું અને તાળું માર્યું. એણે પોતાના ઢીંચણ પરની ધૂળ ખંખેરી, કપડાં સાફ કર્યાં અને મકાન તરફ ફર્યો ત્યાં એની નજર જયંત પર પડી. કોઈ અજાણ્યા માણસને જોતાંજ એનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો.

'કોણ છે?' એણે બરાડ મારી.

જરા પાસે આવ્યો ત્યારે એણે જયંતને ઓળખ્યો એટલે એનો ગુસ્સો નરમ પડયો અને બોલ્યો: 'કેમ શું છે? લોકો હજી એમ માને છે કે રૂદ્રજીએ એમને ફસાવ્યા છે? ભલે માને! રૂદ્રજી બિચારો મરી ગયો છે એટલે હવે એની તરફથી કૈં પણ સમાચાર મળી શકે એમ નથી.'

જયંતને આજુબાજુ જોતો જોઇ એનો વિચાર કળી ગયો હોય એમ એ બોલ્યો:

'પેલો કુવો ઘણો ખરાબ છે. મ્હારો ચેને પુરાવી નાખવાનો વિ—'

'તમે એને ઠીક બંધ કરી દીધો છે એટલે હરકત નથી.' જયંત વચ્ચેજ બોલી ઊઠ્યો. 'વાત એમ છે કે મ્હારી મોટર પેલી નવી પુરણી કરી છે ત્યાં ગારામાં ખુંચી ગઇ છે એટલે આપની મદદની જરૂર છે.'

જયંતે પોતાના આવવાનું કારણ કહ્યું એટલે કાલિપ્રસાદને સંતોષ થતો જણાયો.

'હું એકલોજ તમારા રમકડાને ગારામાંથી કાઢી આપીશ. ગભરાતા નહિ.'

અને એ તરત જ જયંત સાથે બહાર આવવા લાગ્યો.

'મ્હને તો આ મુંબઇગરાઓનો ભારે કંટાળો છે સ્હમજ્યાને—શું તમારૂં નામ? હું તો ભૂલી ગયો. તમે પેલા વકિલ જેવા છો. એણે મ્હારા ભાઇ રૂદ્રજીને હેરાન પરેશાન કરી મૂક્યો હતો. બહુ વરસ થયાં એ વાતને, બિચારો રૂદ્રજી! તમે ને તમારા જેવાઓએ એનો જલદી અંત આણ્યો! અને આ ઇન્કમ ટેક્સવાળાઓથી તો પ્રભુ તોબાહ! હરામખોરોએ અમને વીતાડવામાં બાકી રાખ્યું નથી.'

આમ વાત કરતાં તો તેઓ મોટર પાસે આવી લાગ્યા. કાલિપ્રસાદે મોટર ઉંચકવા પ્રયત્ન કર્યો પણ એમનું રાક્ષસી

બળ કામ ન આવ્યું એટલે બન્ને જણ પેલા મકાન તરફ પાછા ફર્યા. કોણ જાણે કયાંથી કાલિપ્રસાદ બે દુકાળીયા જેવા મજૂરો લઇ આવ્યો અને એમની મદદથી મોટરને ગારામાંથી કાઢીને રસ્તા પર મૂકી.

એ કામ થયા પછી કાલિપ્રસાદે કહ્યું:

'તમારે અમને બે રૂપિયા આપવા પડશે. આ લોકોને વધારાનું કામ કરવા બદલ મ્હારા ખીસ્સામાંથી આપવાનું મ્હને નહિ પાલવે. હું તો ગરીબ માણસ છું, રૂદ્રજી તો ભગવાનનો મ્હેમાન થયો અને હવે પેલી પોરીને ભણાવવા પાછળ પણ મ્હારે વિચાર કરવો પડશે. એને આપવાનાથે મ્હારી પાસે પૈસા—'

એક હરફ બોલ્યા સિવાય જયંતે પોતાના ખીસ્સામાંથી કાઢીને બે રૂપિયા એના હાથમાં મૂક્યા અને પોતાની મોટર મારી મૂકી.

જોતજોતામાં 'સ્પીડો મીટર' નો કાંટો સાઠપર પહોંચ્યો.

યોગાનુયોગ બાબતની જયંતની શ્રદ્ધા અજબ હતી. એની માન્યતા હતી, કે દરેક બનાવ ત્રણ તબક્કે પુરો થાય. એક માણસને વિચિત્ર સંજોગોમાં એકવાર મળવાનું થાય તો એથી વધારે વિચિત્ર સંજોગોમાં બીજી બે વખત મળવાનું થાય થાય ને થાય જ. એવો યોગાનુયોગ આવે જ આવે. જયંતની એ અજબ માન્યતા હતી.

એણે પોતાના અનુભવની અમને વાત કરી.

કાલિપ્રસાદ અને એનો ભાઇ રૂદ્રજી બન્ને આફ્રિકાખાતે પુષ્કળ પૈસા કમાયા હતા અને એમની પાસે સારો પૈસો હતો. એ બે હદબહારના કંજુસ હતા.

'આ બીજી વખત મ્હારે એને મળવાનું થયું.' જયંતે જણાવ્યું. 'સૌથી પહેલાં રૂદ્રજીની સામેના કેસ વખતે અને આજે બીજી વાર. મ્હારી ખાત્રી છે કે એને ત્રીજી વખત પણ

મળવાનું થયા વિના નહિ રહે. ખરેજ ! યોગાનુયોગની પદ્ધતિમાં આ એક દાખલાનો ઉમેરો થશે.'

'અને તે પણ ઘણો જ જલદી.' એમ કહીને મ્હેં એના હાથમાં એક કાગળ આપ્યો.

એણે એ ધ્યાન દઈને વાંચ્યો.

એ નીચે મુજબ હતો :

સાહેબ,

થોડા વખત ઉપર આપ મ્હારા મામાને મળ્યા હતા. આપને જણાવવાને ઘણીજ દિલગીર છું કે તેઓ ગુજરી ગયા છે. એમની મિલ્કતના સંબંધે મ્હારે આપને મળવું છે. બુધવાર સવારે હું આવી જઈશ. આપની મદદ કૈં કામ આવી શકે એમ મ્હને નથી લાગતું છતાં પણ આપની સલાહ લેવાની મ્હારી વૃત્તિ હું રોકી શકતી નથી.

લીલાવતીના વંદિત

તા. ક. મ્હેં આપને આ બાબત લખ્યું છે એ વાતની મ્હારા મામા કાલિપ્રસાદને ખબર ન પડે એ ધ્યાન રાખશોજી.

લી.

બુધવારે સવારે લીલાવતી એક માણસ સાથે આવી.

એ માણસનું નામ જમનાદાસ હતું. એણે અમારા પર સારી છાપ ન પાડી. એનો દેખાવજ બરાબર ન હતો. એની આંખોમાં સાપોલિયાં રમતાં હતાં.

લીલાવતી ઘણીજ ચાલાક અને ખૂબસુરત હતી. એની ઉમર પંદરેક વર્ષની હશે. એના મામાઓ કરતાં એ તદ્દન જુદીજ પ્રકૃતિની હતી એમ જયંતને જોતાં વેંતજ લાગ્યું.

એ જયંતને ઓળખતી હતી.

'મ્હને લાગે છે કે આપને તસ્દી આપવી નિરર્થક છે. છતાંએ જમનાદાસે મ્હને આગ્રહ કર્યો એટલે અહીં આવી, આપને પણ એમ થશે કે એવું હતું તો પછી નાહકનો આપનો

અમુલ્ય વખત બરબાદ કરવાની શી જરૂર હતી! પણ છેક એમ નથી. મ્હારી સ્થિતિ અત્યારે એવી છે કે સ્હેજ પણ આધાર લેવા—'

'એમાં કૈં હરકત નહિ. જે હોય તે ખુલાસેથી કહો' જયંતે વચ્ચે કહ્યું.

'વાત એમ છે કે લીલાબ્હેનને દોઢ લાખ રૂપિયા મળવા જોઇએ. અને એ રકમ રૂદ્રજી મરી ગયા તે પહેલાં ઘરમાં હતી તેની મ્હને ખબર છે. એમનું વીલ આણ્યું છે ને લીલાબ્હેન?'

લીલાવતીએ હા પાડી અને પોતાની બેગ જોવા માંડી. જોતાં જોતાં એણે પૂછયું.

'તમે મ્હારા મામાને ઓળખો છો ને જયંતરાય?'

જયંતે હા કહી.

'એ આપને માટે ઘણી વખત વાત કરતા હતા.'

'મ્હારી ખાત્રી છે કે એ સારો અભિપ્રાય તો નહિ જ દર્શાવતા હોય.' જયંતે કહ્યું.

'ખરી વાત છે. એ આપનાથી કૈંક અંશે ડરતા પણ હતા એમને તમે ખરચના ખાડામાં ઉતારેલા એમ એ કહેતા હતા.'

અને એની વાત ખરી હતી. જયંતે એને ખરચના ખાડામાં ઉતારેલો.

એ અને એનો ભાઇ કાલિપ્રસાદ આફ્રિકા ખાતે સારા પૈસા કમાયા અને ગોરેગામમાં આવીને રહ્યા. રૂદ્રજી કૈંક ઠીક હતો અને એણે પોતાની બ્હેનની દીકરી લીલાવતીને પોતાની સંભાળ નીચે ઉછેરી હતી તેમજ એના શિક્ષણને લગતો પ્રબંધ કર્યો હતો. અલબત્ત, એ એની પાછળ કરવા પડતા ખર્ચ માટે બબડતો તો હતોજ! બેઉ ભાઇઓ જબરા મખ્ખીચુસના મારવાડી હતા.

બન્ને ભાઈઓ સટ્ટો પણ કરતા છતાં એ બાબતમાં બહુ સાવચેતી અને ખબરદારીથી કામ લેતા. એક વખતે એ જરા વધારે દોડડાહ્યો થયેલો અને કંઈક ગોટાળો થયેલો, તેમજ એને લીધે જયંતના સંસર્ગમાં આવવું પડેલું. એ પ્રસંગને લગતી વિગતવાર નોંધ કંઈક ડાબે હાથે મૂકાઈ ગઈ છે.

'રૂદ્રજી મામા આપ માનો છો એવા ખરાબ ન હતા. અલબત્ત, એ ખાધે પીધે ને પૈસેટકે બહુજ કંજુસ હતા તેની ના નહિ. એ બિચારા પૈ પૈ કરીને એકઠું કરી ગયા અને એ કયાં ગયું તેનો પત્તો નથી—'

'છેજ નહિ?' જયંતે પૂછ્યું.

'જડતાજ નથી' લીલાવતીએ ડોકું હલાવીને કહ્યું.

'તમે પેલું વીલ કાઢોને.' જમનાદાસે સૂચના કરી.

લીલાવતીએ બેગમાંથી વીલની નકલ કાઢી ને જયંતને આપી.

જયંતે એ જોઈ અને વાંચી ગયો.

વીલ ઘણું જ ટુંકુ ને ટચ હતું. રૂદ્રજી દેસાઈએ પોતાની બધી મિલકત પોતાની વ્હાલી ભાણેજ લીલાવતીને આપી હતી.

'અને લીલાબ્હેને એક છાપું કાઢવાની યોજના નક્કી કરી હતી. અમે છાપખાનુ ખરીદી લેવાનાં હતાં. લીલાબ્હેન પૈસા રોકે અને છાપાનાં તંત્રી થાય ને હું બધી વ્યવસ્થા કરૂં.' જમનાદાસે પોતાના હવાઈ વિચારો જણાવ્યા.

'એટલે તમે મેનેજર થવાના હતા કે ભાગીદાર?' પંડિતજીએ વચ્ચે સવાલ કર્યો.

'બેઉ' જમનાદાસે જવાબ આપ્યો.

'રૂદ્રજી કયારે ગુજરી ગયા?' જયંતે પૂછ્યું.

'છ મહિના થયા.' લીલાવતીએ કહ્યું.

'અને એમની મિલકતનું શું થયું?'

'એજ પંચાત છેને! જે કંઈ મળી આવ્યું તે એમની ગોરેગામ ખાતેની જમીન, ન્હાનો બંગલો અને તેમનું રાચરચીલું તથા ફરનીચર છે. એ બધાની કિંમત પાંચ હજાર કરતાં વધારે નથી. ગોરેગામ અને જોગેશ્વરીની વચ્ચે એ જગ્યા છે એટલે ત્યાંની જમીનની કિંમત કંઈજ ન ઉપજે. તેમાં વળી એ બધુંયે નાના મામાની પાસે ગીરો મૂક્યું છે.

'કેટલામાં?'

'ચાર હજારમાં. છતાં રૂદ્રજી મામા પાસે પુષ્કળ પૈસો હતો. આફ્રિકા ખાતે એમની મિલ્કત છે અને તેના ઉત્પન્નના પૈસા પણ ઘણા સારા આવતા હતા. દર ત્રણ મહિને એ રકમ આવતી અને મામા એ બધા પૈસા ઘરમાં જ રાખતા તે મ્હને ખબર છે.'

'એ ગીરો ખતની તો હું સમજણ પાડું–' જમનાદાસે સમજાવવા માંડ્યું. 'એ બેઉ ભાઈએ પરસ્પરની મિલ્કતનાં ગીરો ખત એક બીજા પાસે રાખ્યાં હતાં. વખતે કંઈ લફરું ઉભું થાય અથવા સરકારી અમલદારો હેરાનગતિમાં ઉતારે ત્યારે કામ આવે તે હેતુથી એ ગોઠવણ કરી રાખેલી. લીલાબ્હેન કહે છે કે પૈસા ઘરમાં જ હતા અને મ્હારી પણ એ બાબતની ખાત્રી છે, છતાં વાત એમ છે કે રાતી પાઈ પણ ઘરમાંથી મળી નથી. અમે ખૂબ તપાસ કરી જોઈ, તિજોરી પણ તપાસી જોઈ. તેમાં યે કંઈ ન હતું. બેઉ ભાઈઓ પોતાનાં નાણાં તિજોરીઓ–મોટી તિજોરીઓમાં રાખવા માટે જાણીતા છે. કાલિપ્રસાદ પણ પૈસો ક્યાં રાખે છે એ મ્હારી જાણ બહાર નથી. એ લીલાબ્હેન સાથે સીધી રીતે વર્તશે તો ઠીક નહિતર—'

જમનાદાસનું આ પીંજણ લીલાવતીને ન ગમ્યું, પણ એની દરકાર કર્યા સિવાય જમનાદાસે એ ચાલુ રાખ્યું.

એણે કેટલીક ઉપયોગી હકીકત પણ જણાવી. બેઉ

ભાઈઓને બૅંક પર વિશ્વાસ ન હતો એટલે તેમાં નાણાં રાખતા નહિ કે ખાતું ઉઘાડતા નહિ. એ સટ્ટો ખેલતા અને શેર બજાર-નું કામકાજ કરતા પણ આપવા લેવાનું બધું રોકડેથી જ રાખતા. ચેકને હાથમાં ઝાલતા જ નહિ!

'અને બેઉ ભાઈઓને આયપતવેરો આપવાની ભારે ચીડ હતી. એ બચાવવા માટે તેઓ કૈં કૈં ખટપટો કરતા, એ લોકો બધી બૅંકો પ્રત્યે શંકાની નજરે જોતા કારણ કે એમની એ દૃઢ માન્યતા હતી કે બૅંકો સરકારને પોતાના ઘરાકોની આર્થિક સ્થિતિ સંબંધી માહિતી પૂરી પાડતી હતી.'

લીલાવતીને આ પીંજણથી કંટાળો આવ્યો.

'હું નથી ધારતી કે આપ મ્હને કૈં મદદ કરી શકો મી. જયંતરાય! પૈસાનો પત્તો નથી અને કેટલા હતા ને કેટલા નહિ તેની કૈં નોંધ પણ નથી હશે! જેવું મ્હારૂં નસીબ! એમાં કૈં હાય અફસોસ કરવાની જરૂર નથી.'

'રૂદ્રજીની માંદગી વખતે કાલિપ્રસાદ ક્યાં હતા?' જયંતે પૂછ્યું.

'નાના મામા આખો વખત એમની પાસે જ હતા.'

'બધો વખત?'

'રૂદ્રજી દેસાઈના મરણ પછી તમે ગોરેગામ ક્યારે ગયાં?'

'બીજે દિવસે. ત્યાર પછી નાના મામાને મ્હેં જોયા નથી. એમની થોડા દહાડા પર ચિઠ્ઠી હતી કે મ્હારે હવે એમના પર બોજો ન નાખવો! મ્હારા એક પિતરાઈ કાકા છે તે વળી મ્હારાં લગ્નને લગતી ગોઠવણ કરવા માગે છે! મ્હારે તે હવે કરવું શું?'

જયંત વિચારમાં પડી ગયો.

'અને ખરૂં પૂછો તો મ્હારૂં એમ માનવું છે કે રૂદ્રજી મામા મરી ગયા કે તરત જ નાના મામાએ પૈસા ટકા કબજે

કરી લીધા.' લીલાવતી ધીરેથી બોલી... 'જમનાદાસ પણ એમજ ધારે છે—'

'ધારે છે નહિ પણ ખાત્રીથી કહે છે એમ કહો.' જમનાદાસે વચ્ચે જણાવ્યું. 'મ્હેં એને એક મોટી બૅગ લઇને તિજોરીવાળે ઠેકાણેથી આવતા જોયો. રૂદ્રજી હંમેશાં પોતાની તિજોરીની ચાવી ઓશિકા નીચે રાખતા. એ મરી ગયા ત્યારે ચાવી ત્યાં નહોતી. અમને રસોડામાંની ખીંટી પરથી મળી!'

'ભલે! વખત આવે હું ખબર આપીશ.' જયંતે સધીયારો આપ્યો.

બેઉ જણ જવા લાગ્યા. જયંતે જમનાદાસને પહેલો જવા દીધો અને ધીરે રહીને લીલાવતીને પૂછ્યું:

'જમનાદાસ કોણ છે?'

'એ રૂદ્રજી મામાના કારભારી હતા. બિચારા ઘણા જ ભલા માણસ છે—'

'ભલે!' જયંતે કહ્યું. અને બેઉ વિદાય થયાં.

'જયંત!' એમના ગયા પછી પંડિતજીએ કહ્યું 'તેં રૂદ્રજીના મરણને લગતી ખબર વાંચી લાગતી નથી! એ તદન મુફલીસ હાલતમાં ગુજરી ગયો અને આયપતવેરાનું બીલ વસુલ કરવા જેટલી રકમ પણ એની પાછળ ન નીકળી એવું છાપામાં આવ્યું હતું. બેઉ જણ ભારે કંજુસ હતા અને પુષ્કળ પૈસાપાત્ર હતા એવી લોકોની દ્રઢ માન્યતા હતી.'

'ને તે ખરી હતી'

'તો પછી કાલિપ્રસાદને ધૂણાવવો જોઇએ.' પંડિતજીએ સૂચના કરી.

'એને ધૂણાવવાનો એકજ રસ્તો છે.' જયંતે કહ્યું. 'એને દેવજી ધૂણાવશે.'

'દેવજી કોણ છે?'

 

'દેવજી મ્હારો જૂનો દુશ્મન છે. અમે એક બીજાના કટ્ટા વેરી છીએ અને દસ વરસ થયાં એક બીજાનો જીવ લેવા તલસી રહ્યા છીએ. એ મ્હારી કેટલીક ગુહ્ય વાતો અથવા ગુપ્ત ભેદો જાણી ગયો છે અને તેને લીધે મ્હારે તરવારની ધાર પર ચાલવું પડે છે એટલે એને ઠેકાણે પહોંચાડ્યા સિવાય ચાલે એમ નથી.'

પંડિતજીની નવાઈનો પાર ન રહ્યો!

'અરે વાહરે! એ દેવજીભાઈને ઓળખ્યા!' મ્હેં હસીને કહ્યું. 'એમને તો આપણે કામે લગાડ્યા હતા ને?'

'પણ એ ત્યાંથી નાસી છુટેલો!' જયંતે જણાવ્યું. 'આ વખતે એ છટકી નહિ શકે. એણે કુતરાને મોતે મરવું પડશે!'

'જમનાદાસ કોણ છે?' પંડિતજીએ પૂછયું 'મ્હેં એને ડુંગરીમાં જોયો છે. એની રીતભાત પણ એવીજ છે! લીલાવતીએ સંબંધ રાખવા જેવું એ માણસ નથી.'

બીજે દિવસે જયંત થાણા ગયો અને ઇન્કમ ટેક્સ ઇન્સ્પેક્ટરને મળ્યો. એણે જયંતનું નામ જાણ્યા પછી બન્ને ભાઈઓ બાબત જોઈતી માહીતી આપવાની હા પાડી.

'અમારે એમની સાથે ઘણી પંચાત થતી. અમને ખબર છે કે એમની મુખ્ય આવક આફ્રિકા ખાતેથી દર ત્રણ ત્રણ મહિને આવતી ભાડાની અને બીજી રકમોની છે પણ એ બાબતની ગોઠવણ એ લોકોએ એવી સીફતથી કરી છે કે કંઈ પત્તોજ ન લાગે. એ મોટે ભાગે બધો વ્યવહાર રોકડે પૈસે કરતા, હિસાબ કિતાબ રાખતાજ નહિ એટલે એમની પાસેથી આયપતવેરો વસુલ કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ થતું. વર્ષો સુધી એમણે અમારા ખાતાને છેતર્યું છે. એ લોકો ચોપડા રાખે છે કે નહિ એ બાબતની તપાસ કરવા અમે સી. આઈ. ડી. ખાતાના એક માણસની ગોઠવણ કરેલી અને એની તપાસમાં અમને કાલિપ્રસાદની છુપી તિજોરીની ભાળ મળેલી. તે એણે પોતાના

બગીચામાં એવાં ભરેલા કુવાની અંદર જમીનથી પચીસ ફુટ નીચે રાખેલી છે.'

જયંતે ડોકું ધુણાવી એને અનુમતિ આપી.

'અને એ નક્કર પત્થરમાંથી કોરી કાઢેલા ખંડને સ્ટીલનું મજબુત તાળું લગાડીને સ્ટ્રોંગરૂમ અથવા મોટી તિજોરી બનાવી છે. તેમાં એ પોતાનું જોખમ રાખે છે. એ કુવો એની બારીની નીચે છે અને એને ઉપરથી લોખંડની છટક બારીથી બંધ કરેલો છે. વળી એ રસ્તા પરથી જોઈ શકાય છે એટલે મકાનની અંદર રાખેલી તિજોરી કરતાં યે વધારે સલામત છે'

'તો પછી તમારૂં ખાતું એની એ સ્ટ્રોંગરૂમની જડતી શા માટે લેતું નથી?' જયંતે પૂછ્યું.

ઇન્સ્પેકટરે ડોકું હલાવીને કહ્યું:

'એ રીતની જડતી લેવાની અમને સત્તા નથી. જડતીનું વૉરંટ મેળવવામાં ઘણી મુશ્કેલી આવે છે. જ્યાં સુધી અમે ફોજદારી પગલાં લેવા તૈયાર ન હોઇએ ત્યાં સુધી કોર્ટ એવું વૉરંટ આપતી નથી.'

'ત્યારે તો દેવજીએ જ એ કામ કરવું પડશે!' જયંતે હસીને કહ્યું

એ સાંભળીને ઇન્પેકટરને નવાઇ લાગી.

'મ્હને કૈં સ્હમજાયું નહિ—' એણે કહ્યું.

દેવજીની વાત કહેવા જેવો એને આ અવસર ન લાગ્યો. એ બીજા પ્રસંગ માટે માટે એણે મુલતવી રાખી.

'બીજે વખતે એ આપને સ્હમજાશે.' કહીને જયંતે રજા લીધી.

જયંતે ત્યાંથી ઘોડબંદર પર પોતાની મોટર હંકારી અને આજુ બાજુનો દેખાવ જોતો જોતો આગળ ચાલ્યો.

ગોરેગામ વટાવ્યા પછી એણે મોટરની ગતિ ઘણીજ

ધીમી કરી દીધી. કાલિપ્રસાદના બંગલા આગળ એ ઉતરી પડ્યો.

બાગમાં કોઇ લઢતું હોય એવો અવાજ એને કાને આવ્યો.

જયંતે ધ્યાન દઇને જોયું તો કાલિપ્રસાદ જમનાદાસને ધમકાવતો હતો.

'હરામખોર! પેલી છોકરીને છેતરવા માગે છે? બદમાસ! તારાં હાડકાં જ ખોખરાં કરી નાખવાં પડશે.'

એવામાં એની નજર જયંત પર પડી એ એકદમ નજીક આવ્યો અને બોલ્યો: 'તમે તો ડિટેક્ટીવ છો એટલે આ ભામટાને પકડી લો. એ ચોર છે, લુંટારો છે, સફેદ ઠગ છે. જેલમાંથી નાસી આવેલો છે. મ્હારા ભાઇએ એને નોકરીમાં રાખ્યો હતો પણ એને એનાં લક્ષણની માહિતી ન હતી—'

જમનાદાસ બોલી ઊઠ્યો:

'જહન્નમમાં જાય એ નોકરી! તબેલામાં સુવાનું અને મરચુ ને રોટલા ખાવાના! જેલમાં પણ એના કરતાં તો સારી સગવડ મળે છે એની મ્હને ખબર છે.'

પછી કૈંક કાચું કપાયું એવું એને ભાન થતાં જયંત તરફ ફરીને બોલ્યો:

'જેલની સગવડનો મ્હને જાત અનુભવ છે એમ ન માનતા પણ મ્હેં ઘણું સાંભળ્યું છે અને એની વાત પર વજન આપતા નહિ. એણે પોતેજ રૂદ્રજીના પૈસા ચોરી લીધા—'

'અને તુંજ આવીને કહેતો હતો કે મ્હને દસ હજાર આપો એટલે લીલી તમને હેરાન નહિ કરે એવી હું ગોઠવણ કરીશ એ ખોટી વાત કે?' ગુસ્સાથી લાલચોળ થતાં કાલિપ્રસાદે બરાડ મારી.

જયંતે એને ઠંડો પાડ્યો.

કાલિપ્રસાદ અંદર ગયો એટલે જમનાદાસે કહ્યું: 'તમે એના બોલવા પર ધ્યાન નહી આપતા. હું તો લીલાબ્હેનના

લાભ માટે જ ગયો હતો. એ બિચારાં ઘણાં જ ભલાં છે, અને એમને માટે મ્હારે આ કંજૂસના કાકા પાસેથી કળે કરીને એટલી રકમ કઢાવવી હતી કે જેથી અમે છાપખાનું શરૂ કરી શકીએ. લીલાબ્હેન છાપાના નામે તો થનગની રહ્યાં છે!'

જયંતને એની આ વાત પર વિશ્વાસ આવે એમ હતું નહિ છતાં એણે ચલાવ્યે રાખ્યું:

'એ કહે છે કે હું ડામીજ છું એ વાત—'

'મ્હેં જાતે તમને સજા થતી જોઇ છે.' જયંતે વચ્ચેજ કહ્યું 'એટલે એ બાબત ચિંતા કરવાની જરૂર નથી.'

જમનાદાસને કયા ગુન્હા બાબત ને કેટલી સજા થઇ હતી તે પણ એણે ધીરે રહીને કહીને ઉમેર્યું:

'હવે છેલ્લી એકજ સૂચના કરૂં છું કે તમે અહીંથી વંજો માપી જાવ. તમે જો લીલાવતી પાસે ફરકયા કે એની નજીક જતાં મ્હેં જોયા તો પછી હું છું ને તમે છો. મ્હારી સાથે કામે લેવું ભારે થઇ પડશે.'

જમનાદાસે કૈંક કહેવાનો અને બચાવ કરવાનો વિચાર કર્યો પણ જયંતનું મ્હોં જોઇને એણે તે પડતો મૂકયો અને જોગેશ્વરી સ્ટેશનનો રસ્તો લીધો.

જયંત પોતાની મોટરમાં પાછો ફર્યો.

રાત્રે સાડા આઠ વાગે એ મોટર લઇને બહાર ગયો. એણે કાલિપ્રસાદને દેવકીની વાત કહેવાનો વિચાર રાખ્યો હતો.

નવ વાગે એ કાલિપ્રસાદને બંગલે પહોંચ્યો. અંધારી રાત હતી અને આકાશ ઘેરાયલું હતું. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. આખા મકાનમાં એક પણ દિવો બળતો ન હતો.

અંધારામાં એ આગળ ચાલ્યો.

સ્હામેથી કોઇ આવતું જણાયું.

'કાલિપ્ર...સા...દ...!' એણે બૂમ મારી.

'કોણ છે !' સ્હામેથી આવનારે પૂછ્યું.

'જૂનો દોસ્ત' જયંતે કહ્યું. કાલિપ્રસાદે અવાજથી એને ઓળખ્યો અને એણે કાલિપ્રસાદને ઓળખ્યો.

'શું કામ છે ?'

'મ્હારે તમને મળવું છે. ઘણું જરૂરનું કામ છે.'

કાલિપ્રસાદ આગળ ગયો અને બારણું ઉઘાડી દિવો સળગાવ્યો. દિવો થયો જયંત એટલે અંદર ગયો.

એ ઓરડો ઘણો મોટો હતો. વગર કહે જયંત ખુરસીમાં બેઠો. કાલિપ્રસાદ હજી બાજુના ટેબલ પાસે ઉભો હતો. એનો ચહેરો ફિક્કો પડી ગયો હતો.

'શું કામ હતું ?' એણે ફરીથી પૂછ્યું.

'મ્હારે દેવજીની વાત કરવાની હતી' જયંતે ધીરેથી કહ્યું 'એ મ્હારો જૂનો દુશ્મન હતો અને અમે એકબીજાના લોહીના તરસ્યા હતા. છેલ્લા દસ વરસની જહેમત પછી અમે આજ રાત્રે એકબીજાને મળ્યા.'

એ સાંભળીને કાલિપ્રસાદને નવાઇ લાગી.

'તેની સાથે મ્હારે શો સંબંધ !'

જયંતે ધીરેથી ઉમેર્યું :

'એટલોજ કે મ્હેં એને આજે રાત્રે મારી નાખ્યો.'

'મારી નાખ્યો ?'

જયંતે ડોકું હલાવી હા કહી.

'મ્હેં એની છાતીમાં છરો માર્યો. એ મરી ગયો. એનું શબ તમારા કંપાઉંડમાં મ્હેં સંતાડ્યું છે. મ્હારી જીંદગીમાં મ્હેં આ પહેલોજ ગુન્હો કર્યો છે એટલે મ્હારૂં હૃદય ઘણું જ ડંખે છે. મ્હારો ઇરાદો પોલિસ પાસે જઇને એકરાર કરવાનો છે.'

કાલિપ્રસાદે એના સામે જોયું.

'મ્હારા કંપાઉંડમાં ? ક્યાં સંતાડ્યું છે ?' એણે પૂછ્યું.

જયંતે બહુ જ સ્વસ્થ થઇને કહ્યું:

'મ્હેં એને કુવામાં નાંખી દીધું છે.'

'તદ્દન ખોટી વાત!' કાલિપ્રસાદે ગુસ્સાથી કહ્યું. 'એ ઢાંકણું તમે ઉઘાડ્યું હોય એ બિલકૂલ બનવા જોગ નથી—'

'તે તમે પોલિસને કહેજો. એ લોકોને તો હું એટલુંજ કહીશ કે મ્હેં એ શબને કુવામાં નાખ્યું છે. એને તળીએ એક છૂપું બારણું છે. મ્હારી ચાવીથી ઉઘાડવા પ્રયત્ન કરતાં એ ઉઘડી ગયું એટલે મ્હેં પેલું શબ અંદર મૂકી દીધું ને બારણું બંધ કર્યું.'

કાલિપ્રસાદનો ચહેરો જોવા જેવો થઇ ગયો!

એ એકાએક બહાર નાઠો.

જયંત બહાર આવ્યો ત્યારે કાલિપ્રસાદના શબની એને ઠેસ વાગી.

કાલિપ્રસાદે આપઘાત કર્યો હતો.

થોડીવાર પછી પોલિસે આવીને કુવાનું ઢાંકણું ઉઘાડ્યું તો ત્યાંથી બીજું શબ મળી આવ્યું. કાલિપ્રસાદે એ શબ ત્યાં રાખ્યું હતું.

જયંત ઘેર આવ્યો અને મ્હને વાત કરી.

'નટવર! કાલિપ્રસાદે જમનાદાસને પેલું ઢાંકણું ઉઘાડતાં જોયો હશે અને એના પર ગોળીબાર કર્યો હશે. મ્હારી વાત તો તને સ્હમજાઇ ને? મ્હેં ધાર્યું હતું કે એ સાંભળ્યા પછી કાલિપ્રસાદ લીલાવતીને ઉદ્દજીનો વારસો સોંપી દેશે. પોતાની તિજોરી અથવા પેલો કુવો પોલિસ તપાસે તે પ્રસંગજ એ ઉપસ્થિત થવા ન દેત.'

'પણ થયું એથી ઉલટું' મ્હેં કહ્યું. 'એણે પાપ કરેલું એટલે એ છતું થાય તે કરતાં પોતેજ મરી જાય તો ઠીક એમ માનીને એણે આપઘાત કર્યો.'

'અને સૌથી વધારે વિચિત્ર તો જમનાદાસનું ખરું નામ છે, જયંત.' પંડિતજી બોલી ઊઠ્યા.

'શું નામ ?'

'દેવજી' પંડિતજીએ કહ્યું. 'તારા આવ્યા પહેલાં થોડીવાર આગમચ જમશેદજી માદનનો ટેલીફોન હતો.'

'એ પણ વિચિત્ર યોગાનુયોગ!' જયંતે કહ્યું.

લીલાવતીને એકને બદલે બે મામાઓનો વારસો મળ્યો એટલે એ સાહિત્યાકાશમાં સ્વચ્છંદે વિહરે છે. એ હમણાં છેલ્લી ઢબના સચિત્ર માસિક પત્રની તંત્રી થઈ છે.



# શેરદલાલ

'નટવર! પૂના આવી શકશે?' જયંતે મ્હારી ચેમ્બરમાં દાખલ થતાં પૂછ્યું.

હમણાં મ્હેં પ્રેક્ટીસ શરૂ કરી હતી અને મ્હારો ધંધો સારી રીતે ચાલતો હતો એટલે મ્હને બહુ થોડી ફુરસદ મળતી હતી, છતાં જયંતના કામમાં મ્હને રસ પડતો હોવાથી ગમે તેમ કરીને ફુરસદ મેળવી હું એની સાથે જવા તૈયાર રહેતો.

'જરૂર. એમાં પૂછવાનું જ શું?' મ્હેં કહ્યું.

'પણ તારા દરદીઓનું શું થાય?'

'તે દવા વિના નહિ રહે.'

'કોણ આપશે?'

'મ્હારા પાડોશીને ને મ્હારે સંબંધ છે. એ જ્યારે જ્યારે બહાર જાય છે ત્યારે ત્યારે એના દરદીઓને હું સંભાળું છું એટલે મ્હારૂં એવું કામ કરવા એ તૈયાર જ હોય છે.'

'ઠીક. તમારે ભલી બનતી રાશ આવે છે! નહિ તો 'અભિલાષી એક બાતકે થામેં હોત બિરોધ,' એ કહેવત જાણીતી છે.'

'જયંત! આપણે હજીયે ન સુધરીએ તો તો મૂર્ખતાની પરિસીમા આવી રહી ગણાય! પણ પૂના કેમ જવું છે? કોઇ કેસ છે?'

'હાસ્તો. મ્હારો અસીલ નીચે ટૅકસીમાં છે.'

અમે તરત જ તૈયાર થયા અને ટૅકસીમાં બેઠા. જયંતે શોફરને બોરીબંદર તરફ ટૅકસી હંકારવા કહ્યું અને જલદી ચલાવવાની સૂચના કરી કારણ કે પૂનામેલ ઉપડવાને થોડીક જ મીનીટની વાર હતી.

અમારો અસીલ પાતળી કાઠીનો, જરા ઉંચો અને પાકે રંગે હતો. એણે શુદ્ધ ખાદીનો કોટ અને ટોપી પહેર્યાં હતાં. આંખે સોનાની ફ્રેમનાં ચશ્માં હતાં.

પૂનામેલ ઉપડવાની તૈયારીમાં હતો એટલામાં અમે સેકંડ કલાસના ડબામાં ચઢી બેઠા.

'હવે આપણને પુરતો વખત મળશે.' જયંતે કહ્યું. 'મી૰ શેરદલાલ, આપની વાત તમે મ્હને કહી તે રીતે મ્હારા મિત્ર ડૉ. નટવરલાલને કહી સંભળાવો. બને તેટલી વધારે વિગતો આપતા જાવ તો ઘણું સારૂ. એની એ વાત ફરી સાંભળવાથી મ્હને પણ બનાવો સારી રીતે યાદ રહી જશે અને કામમાં સરળતા થશે. નટવર! એમના કેસમાં કેટલાક મુદ્દા એવા છે કે એમાંથી આપણને ઘણું જાણવાનું મળશે. એ દિશામાં આપણો પહેલો પ્રયત્ન નિવડશે. હવે આપની હકીકત કહો મી. રતિલાલ!'

અમારા જુવાન સાથીએ મ્હારી સામે જોઇને પોતાની કથની શરૂ કરી.

'ડૉકટર સાહેબ, વાત કહેવામાં હું નિષ્ણાત નથી પણ જેમ આવડે તેમ કહું છું. મામલો એવો છે કે મ્હારા બોળ-

પણુનો લાભ લઇ મ્હને અક્કલ મૂર્ખો બનાવવામાં આવ્યો છે !"

'મ્હારૂં નામ રતિલાલ અને અટક શેરદલાલની છે એતો આપ જાણી ચૂકયા છો. છેલ્લી પરપોટા કંપનીઓના વખતમાં મ્હેં પણ લાગવગથી એક કંપની ઊભી કરવાનું લગભગ નક્કી કરેલું પણ પ્રભુકૃપાથી પ્રતિકૂળ સંજોગોને અંગે એ વાત મુલતવી રહી. જે થયુ તે ઠીક જ થયું. મ્હારા પિતાજી શેરદલાલ હતા અને છેલ્લા દિવસોમાં એમને ભારે નુકશાન આવવાથી એમને પોતાનું કાર્ડ વેચવું પડયું હતું એટલે 'સબ બ્રોકર' તરિકે તે પછી તેઓ કામ કરતા અને કેટલોક વખત મ્હેં પણ કરેલું છતાં એક વખત અમે બેઉ સારી રીતે સાફ થઇ ગયા પછી માથે ધંધો કરવાનું અને દલાલી કરવાનું પણ પાણી મૂકેલું. મ્હારા પિતાજીનું એ અરસામાં અવસાન થયું અને તે વખતે એમની લાગવગથી હું મેસર્સ અરદેશર મથુરદાસની કુા. માં કામે લાગી ગયો હતો.

'થોડા દિવસપરજ અરદેશર મથુરદાસની કુા. ભાગી પડી અને હું રખડી પડ્યો. ચાર છ મહિના એમને એમ વિત્યા અને ખરચી ખૂટી એટલે કોઇ પણ જગ્યાએ નોકરી મળે તો જોડાઇ જવાનો મ્હેં ઠરાવ કર્યો. પણ મુંબાઇમાં હમણાં હમણાં શોધી શોધીને તથા રખડી રખડીને થાકી જઇએ તો યે નોકરીનો પત્તોયે ન લાગે એવો વખત છે. બાલાશંકરે કિસ્મત માટે કહેલું હમણાં તો નોકરીને બરાબર લાગુ પડે છે કે:

'રહે તે દૂર માગે તો ન માગે દોડતી આવે.'

'મ્હને ગરજ હતી એટલે નોકરી ભાગતી ફરતી હતી. 'ટાઇમ્સ' અને 'ક્રોનીકલ' તથા 'ફ્રી પ્રેસ' ની જોઇએ છીએ ની જાહેરાતના જવાબો આપી આપીને મ્હારી પાસે ટપાલની ટીકીટો ખરીદવા જેટલાયે પૈસા ન રહ્યા. રખડી રખડીને મ્હારા બૂટ પણ ઘસાઇ ગયા છતાં નોકરીનું ઠેકાણું ન પડ્યું.

'છેવટે મેસર્સ ચંદ્રપ્રસાદની કું. ની જાહેરખબર વાંચી. દલાલ સ્ટ્રીટમાં એમની ઑફિસ છે અને શેર ઍન્ડ સ્ટૉક બ્રોકર્સ તરિકે તેઓ ધમધોકાર ધંધો ચલાવે છે. જાહેરખબરનો જવાબ કાગળથીજ આપવાનો હતો. રૂબરૂ મળવાનું ન હતું એટલે મ્હેં અરજી મોકલાવી અને તે પણ સંતોષકારક જવાબ મળશે એવી રજમાત્ર આશા સિવાય જ. મ્હને તરત જ જવાબ મળ્યો કે આવતા સોમવાર તા. ૧ લી થી મ્હારે કામ પર હાજર થવું. કંપનીને મ્હારા કામથી સંતોષ થશે તો સો રૂપિયા પગાર આપવામાં આવશે. આમ અચાનક નસીબનું પાંદડુ ફરેલું જોઇ મ્હને આનંદ થયો. આ લોકોએ કઇ રીતે મ્હારી પસંદગી કરી હશે તે મ્હને ન સમજાયું. કોઇ કહેતું હતું કે સેંકડો અરજીઓના ઢગલામાં હાથ નાખીને એક ઉપાડી લે અને તેને જવાબ લખી નાખે, પછી જેનું નસીબ બુલંદ હોય તેની અરજી પસાર થઇ જાય.

'મ્હારા કામથી એ લોકોને સંતોષ થશે એવી મ્હારી ખાત્રી હતી અને એ લોકોને સંતોષ થશે એટલે કાયમની સારી નોકરી મળશે એ વિચારે મ્હને નિરાંત હતી.

'હવે મ્હારી વાતનું રહસ્યદાયક વળ આવે છે. હું ગાય-વાડીમાં શેઠ અમથાલાલના માળામાં રહું છું. એક દિવસ સાંજના આ ગોઠવણ પછી હું બેઠો બેઠો 'વસુમતિ' વાંચતો હતો એવામાં મ્હને કોઇ મળવા આવ્યું. એ એક દક્ષિણી ગૃહસ્થ હતા અને એમણે પોતાનું નામ હરિ વિઠ્ઠલ પાધ્યે હતું એમ જણાવ્યું.

'આપજ રતિલાલ શેરદલાલ કે?' તેણે મ્હને પૂછ્યું.

'હાજી.' એને ખુરસી આપતાં મ્હેં જવાબ આપ્યો.

'અરદેશર મથુરાદાસની પેઢીમાં આપ હતા ને?'

'હાજી.'

'અને હમણાં ચંદ્રપ્રસાદની કું. માં જોડાવાના છો ખરું ને?'

'જી.'

'ઠીક, ઠીક' તેણે કહ્યું. 'વાત એમ છે કે આપના માટે મ્હેં ઘણું સારૂં બોલાતું સાંભળ્યું છે. આપ અરદેસર મથુરાદાસના મેનેજર મી. પેસ્તનજીને ભૂલી ગયા નહિજ હો–એમણે આપને માટે મ્હને ઘણો સારો અભિપ્રાય દર્શાવ્યો છે.

'અલબત્ત, આ સાંભળીને મ્હને આનંદ થાય તેમાં નવાઇ નથી. મ્હારે માટે આવી વાત થતી હશે એનો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

'આપની સ્મરણશક્તિ સરસ છે એમ સાંભળ્યું છે.'

'ઠીક.' મ્હેં નમ્રતાથી જવાબ આપ્યો.

'હમણાં હમણાં આપને શેરબજારના ભાવની બરાબર માહિતી નહિ હોય!'

'ઉલટું હંમેશાં હું એની ખબર રાખતો રહ્યો છું.'

'વાહ! તો તો ઘણું ઉત્તમ' તેણે હસતાં હસતાં કહ્યું. 'એ ઘણું સારૂં કહેવાય. આપને હું કાંઇ પુછું તો હરકત નથી ને? ઠીક, સેંચ્યુરી કેમ છે?'

'કાલેજ ભાવ ગગડ્યો ને ત્રણસો સીત્તરના ત્રણસો આઠ થયા.'

'ફ્રાજલ!'

'આઠસો સાડીબેંતાલીસ પરથી સાડીએકત્રીસ.'

'અને સીપ્લેક્ષ?'

'એકસો ચાળીસ પરથી પોણી ચોત્રીસ.'

'શાબાશ!' એકદમ ખુશ થઇ જઇને તે બોલી ઊઠ્યો. 'હું ધારતો હતો તેમજ છે. ખરેખર! ચંદ્રપ્રસાદ કંપની તમારા જેવા માણસને મેળવવા માટે ભાગ્યશાળી તો ખરી!'

'આથી મ્હને જરા નવાઇ લાગી. આ સજ્જનને મ્હારી સાથે શું કામ હતું તે મ્હને હજી સમજાતું ન હતું.

'અલબત્ત, આપના જેટલું બીજા મ્હારા માટે નથી ધારતા મી. પાધ્યે' મ્હેં કહ્યું. 'મ્હને એ નોકરી મળતાં પણ ઘણી મુશ્કેલી નડી છે.'

'કાંઇ નહિ બાવા! તમને કદર કરનાર કોઇ મળ્યું નથી નહિતર તમે તો જવાહીર છો જવાહીર! મી. દલાલ, હવે મુદ્દાની વાત પર આવીએ. અલબત તમારી લાયકાતના પ્રમાણમાં મ્હારે ઘણી ઓછી કિંમત આંકવી પડે છે પણ સંજોગો એવા છે એટલે એમ કર્યા સિવાય છૂટકો નથી, છતાં ચંદ્રપ્રસાદ કંપનીમાં તમે કયારે જોડાવો છો?'

'સોમવાર તા. ૧ લી એ.'

'ઠીક ઠીક, હવે હું એમ કહું કે તમે ત્યાં ન જોડાશો તો તમને નવાઇ લાગ્યા સિવાય—'

'શું હું ન જોડાઉં! શી વાત કરો છો!'

'ખરૂં કહું છું. એ દિવસે તો તમે આખાએ દક્ષિણ હિંદમાં એકસો ચોત્રીસ શાખાઓ વાળી સધર્ન ઇન્ડિયા હાર્ડવેર કંપની લિમીટેડના મેનેજર હશો.'

આ સાંભળીને મ્હને ઘણી અજાયબી લાગી. 'મ્હેં એ કંપની વિષે કંઇ સાંભળ્યું નથી'

'બનવા જોગ છે. કારણ કે એની બધી થાપણ ખાનગી રીતેજ ઉઘરાવાઈ ગઇ છે અને જાહેર પ્રજાને એની થાપણમાં જરાય લાગતું વળગતું નથી. મ્હારા ભાઇ વાસુદેવ વિઠ્ઠલ પાધ્યે એના મેનેજીંગ ડાયરેકટર છે. હું અહીંયાં છું એટલે એમણે કોઇ ચાલાક માણસ શોધી કાઢવા માટે મ્હને કહ્યું હતું અને મ્હને તમારા માટે ભલામણ થવાથી હું અહીં આવ્યો છું. ગઈ કાલેજ પેસ્તનજીએ આપના માટે આગ્રહપૂર્વક મ્હને કહ્યું હતું નહિતર હજી હું આવતાં આવતાં કોણ જાણે કેટલીયે વાર કરત! બોલો વર્ષ દહાડે બાર હજાર રૂપિયા—

'વર્ષે દહાડે બાર હજાર' હું બોલી ઊઠયો.

'અલબત્ત એ ઘણી નજીવી રકમ છે પણ અમારી કંપનીના બધા કામ ઉપર તમને એક ટકો કમીશન મળશે અને તે પણ એથી ઓછી રકમનું નહિ થવા જાય એટલે આપને વર્ષે દહાડે આશરે વીશ પચીશ હજાર રૂપિયા પડી રહેશે એ બાબતની ખાત્રી રાખજો.'

'પણ મ્હને હાર્ડવેરનો અનુભવ નથી.'

'એની હરકત નહિ. એ અનુભવ મેળવતાં તમારા જેવા ચાલાક માણસને વાર નહિ લાગે. અમને તો ચાલાક માણસનું કામ છે.'

'મ્હારૂં મગજ ભમવા લાગ્યું. અને આ તે સત્ય હતું કે સ્વપ્ન એમ મ્હને થઇ ગયું.

'બેઅદબી માફ કરજો સાહેબ!' મ્હેં કહ્યું 'ચંદ્રપ્રસાદ કંપની મ્હને વર્ષે દિવસે બારસો અથવા વધુમાં વધુ બે હજાર આપશે અને આપ આટલા આપવાની વાત કરો છો તે જાણે સ્હમજ્યા; પણ ચંદ્રપ્રસાદ કંપની ઘણી જૂની અને જાણીતી છે. અને આપની કંપની—'

'ઠીક અક્કલ ચલાવી.' તેણે હસીને કહ્યું: 'ખરે! જેવા માણસની જરૂર હતી તેવાજ માણસ તમે મ્હને મલી ગયા છો. આપના પગાર પેટે આ બે નોટ આપું છું. એટલે આપની ખાત્રી થશે.' એમ કહીને હજાર હજારની બે નોટ તેણે મ્હને આપી.

'ઉપકાર થયો' મ્હેં તે લેતાં કહ્યું. 'મ્હારે કામપર હાજર ક્યારે થવાનું છે?'

'કાલે સવારના તમે પૂના ઉપડી જાઓ અને આપને ચીઠ્ઠી આપું છું તે લઇને મ્હારા ભાઇ વાસુદેવ પાર્થીને નં. ૧૨૬ લૉઇડ સ્ટ્રીટમાં મલો. હમણાં ત્યાં અમારી કંપનીની કામ ચલાઉ ઑફિસ છે. આપની નિમણુંકને એણે બહાલી આપવી જોઇએ.

બાકી આપણી વચ્ચે તો આ ગોઠવણ પાકે પાયે થઇ ગઇ છે એમ સમજજો.'

'મી. પાઠ્યે, મ્હારે આપનો કઇ રીતે ઉપકાર માનવો તે મ્હને સ્હમજાતું નથી!' આભારની લાગણીથી દબાતાં હું બોલી ઊઠ્યો.

'એમાં ઉપકાર માનવા જેવું શું છે! આપને આપના લાયક ઠેકાણું મળ્યું છે, અને એમાં માત્ર હું તો કારણરૂપ થયો છું, એટલુંજ. જરા કાગળ લાવો તો કૃપા કરી એના પર લખોને કે 'સધર્ન ઇન્ડિયા હાર્ડવેર કંપની લિમીટેડમાં તેના મેનેજર તરિકે વર્ષે દહાડે રૂપિયા બાર હજારના પગારે રહેવા હું ખુશી છું. અને કબૂલ થાઉં છું.'

'એણે કહ્યું તેમ મેં લખીને કાગળ એના હાથમાં આપ્યો. તે તેણે પોતાના પાકીટમાં મૂક્યો.

'હવે બીજી એક વાત બાકી રહે છે.' તેણે કહ્યું 'ચંદ્રપ્રસાદ કંપનીનું તમે શું કરશો?'

'એ તો હું વિસરીજ ગયો હતો! હવે તો રાજીનામું આપી દઇશ બીજું શું!'

'એજ હું જાણવા માગતો હતો. એવું કાંઇ ન કરતા. એના મેનેજર સાથે મ્હારે ઓળખાણ છે એ મહાઘમંડી માણસ છે. મેં એને તમારે માટે પૂછ્યું. ત્યારે તે ઘણો ગુસ્સે થઇ ગયો હતો. મ્હારો પણ મિજાજ ગયો અને મેં જોખા દીધું કે 'તમારે ચાલાક માણસ જોઇતા હોય તો સારો પગાર આપવો જોઇએ.' ત્યારે એણે મને જવાબ આપ્યો. 'તમારા મોટા અને સારા પગાર કરતાં લોકો અમારો ઓછો પગાર લેવા ને કામ કરવા વધારે ખુશી હોય છે!' કેટલો ઘમંડ! મેં એને કહ્યું: 'ઠીક છે, જોઇ લઇશું, માણસો કેવા તમારે ત્યાં આવે છે તે!' અને તે બોલ્યો 'આવશેજ, અમે એને ભૂખમરામાંથી ઉંચકી લઇએ છીએ

એટલે ગમે તેમ થાય તોયે એ અમને છોડશે નહિ, હજી તો એ લોકો તમને કામ આપે અને ઉપકારના બોજા નીચે લાવે તે પહેલાં આવી રીતે વાત કરે એ મને ઘણું ખરાબ લાગ્યું.'

'વાહ કેટલી બધી પતરાજી!' મેં કહ્યું 'એના જેવો કોઇ ના જોયો! કાંઇ નહિ, એને લખવાની મ્હને શી ગરજ છે!'

'બહુ સારૂ, તમે જરાય ખબર ન આપતા. એવાને તો એજ શોભે. ચાલો, મ્હારા ભાઇ વાસુદેવ માટે તમારા જેવા ચબરાક અને હુશિયાર માણસ મળવાથી મ્હને ઘણો આનંદ થાય છે. જુઓ ઠેકાણું બરાબર યાદ રાખજો અને કાલે એક વાગે એને મળજો. નં. ૧૨૬ લૉઇડ સ્ટ્રીટ. ચાલો સાહેબજી. બહુ મોડું થઇ ગયું.'

'મ્હારી યાદદાસ્ત મુજબ અમારી સાથે આ રીતે વાત થઇ હતી. નટવરલાલ ભાઇ! આ ઉપરથી આપ સ્હમજી શકશો કે એકાએક આવી સારી નોકરી મળવાથી મ્હારા જીવને કેટલો આનંદ થયો હશે! મ્હેં પેલી નોટો તેજ રાત્રે વટાવી અને મ્હારા માટે જોઇતો કરતો સામાન ખરીદ્યો તથા બાકીના પૈસા ઠેકાણે મૂકયા. બીજે દિવસે સવારના જ હું પૂના ઉપડી ગયો. એક વાગતા પહેલાં સરદાર ગૃહમાં જમી પરવારી તૈયાર થઇ લૉઇડ સ્ટ્રીટ મ્હેં શોધી કાઢી અને નં. ૧૨૬ નું મકાન પણ શોધી કાઢ્યું.

'હજી એક વાગવાને પા કલાકની વાર હતી. એટલે હુ આજુબાજુ ફરવા લાગ્યો. નં. ૧૨૬ વાળું મકાન તદન સાધારણ હતું અને તેની બહાર જોયું તો સધર્ન ઇન્ડિયા હાર્ડવેર કંપની લિમીટેડનું પાટીયુ સરખુએ ન હતું. મ્હારા પેટમાં આ વાતથી તેલ રેડાયું અને નવાઇ લાગી કે કાલે રાત્રે તો આટલી બધી વાત થઇ અને મ્હને બે હજાર રૂપિયા આ કંપની તરફથી મળ્યા છતાં અહીંયાં તો એનું ઠામ કે ઠેકાણું યે

નથી એનું શું કારણ! થોડીવાર પછી એક જણે મ્હને બોલાવ્યો. કાલે મળેલા હરિ વિઠ્ઠલ પાધ્યે ને તે ઘણો મળતો આવતો હતો. એનાં ઘાટઘટમ અને અવાજ પણ સરખા હતા. ફક્ત આ સજ્જન સાહેબશાઇ પોશાકમાં હતા અને મૂછબૂછ બોડાવી નાખી હતી, જ્યારે પેલા ભાઇ દક્ષિણી પોષાકમાં હતા અને લાંબી લાંબી મૂછો હતી. બેઉના વાળમાં પણ જરા ફેર હતો, એકના ભુખરા હતા અને બીજાના કાળા હતા.

'આપનુંજ નામ મી. રતિલાલ શેરદલાલ કે?' તેણે મ્હને પૂછ્યું.

'હાજી.' મ્હેં વિનયથી જવાબ આપ્યો.

'હું આપની જ રાહ જોતો હતો. આપ જરા વહેલા આવ્યા લાગો છો! મ્હારા ભાઇ હરિભાઉ તરફથી આજેજ મ્હને ટેલિફોન મળ્યો હતો કે આપ અહીં આવનાર હતા. એ તો આપનાં ઘણાં વખાણ કરે છે!'

'હું જરા વહેલો આવીને ઑફિસનું ઠેકાણું શોધતો હતો—'

'હજી અમે પાટીયુ તૈયાર નથી કરાવ્યું. આ જગ્યા તો અમે કામ ચલાઉ રાખી છે. હજી બે દિવસ પરજ આ જગ્યા અમોને મળી શકી. પૂનામાં ઑફીસને લાયકના મકાનોનો દુકાળ છે. ચાલો આપણે ઑફીસમાં જઇએ.'

'અમે બેઉ ઉપર ગયા મ્હેં તો એક ભવ્ય ઑફિસ અને સેંકડો માણસોની આવજાવ તથા પુષ્કળ કારકુનો જોવાની આશા રાખી હતી તેને બદલે બે સાધારણ ઓરડા અને ઠીક ઠીક ફરનીચરવાળી નાની સરખી ઑફિસ અને એક ચપરાશી સિવાય બીજું કાંઇજ ન જોયું ટેબલ પર એક મોટો ચોપડો, એકાદ ડીરેકટરી અને એવી બીજી પરચુરણ ચીજો પડી હતી.

'નાસીપાસ થવાની જરૂર નથી મી. રતિલાલ!' મ્હારા વિચાર કળી ગયા હોય તેમ મી પાધ્યેએ કહ્યું, 'ધીરે ધીરે

ચાલતાં લાંબો પંથ કપાય' એ તો તમે સાંભળ્યું હશે. હજી આપણી કંપનીની શરૂઆત છે અને થોડા વખતમાં એનું કામ ચાલે પડશે એટલે બધું બરાબર થઇ જશે. પેલી ખુરશી લો અને બેસો. હરિભાઇએ કંઇ કાગળ બાગળ આપ્યો છે?'

'હાજી,' કહીને હરિભાઇએ આપેલો કાગળ મ્હેં આપ્યો. તે વાંચીને તેણે કહ્યું:

'આપે એના ઉપર ઘણી સારી છાપ પાડી લાગે છે! હરકત નહિ એણે આપની સાથે કરેલી ગોઠવણ મ્હને કબુલ છે.'

'મ્હારે શું કામ કરવાનું છે?' મ્હેં પુછ્યું.

'હમણાં કામની શરૂઆત છે અને થોડા વખત પછી આખાએ દક્ષિણ હિંદમાં આપણે 'ફેકટરી' પુરી પાડીશું. ખરીદી વગેરેનું કામ પખવાડિયામાં પુરૂં થશે તે દરમિયાન તમે પુનામાં રહો. તે પછીથી તમારે શાખા ઑફિસોની મુલાકાતે જવું પડશે.'

'જેવી આપની ઇચ્છા.'

'એણે ખાનામાંથી એક મોટો ચોપડો કાઢયો અને મ્હને કહ્યું: 'આમાં આખાએ સધર્ન ઇન્ડિયાના વેપારીઓનું લીસ્ટ છે. એમાં હાર્ડવેરના જેટલા વેપારીઓ હોય તેટલાનાં નામ તારવીને એક યાદી તયાર કરવાની છે. તમને હમણાં પુષ્કળ વખત મળશે એટલે તે દરમિયાન ઘેર લઇ જઇને એ બધાં શોધી કાઢીને નિશાન કરી રાખજોને.'

'એમાં ધંધા વાર જુદાં લીસ્ટ નથી?'

'છે, પણ બરાબર નથી એ લોકોએ બરાબર ધ્યાન દઇને તે તૈયાર નથી કર્યાં એટલે આપણે આ મહેનત કરવી પડશે. મ્હેં કહ્યું તેમ યાદી તારવીને મ્હને સોમવારે બપોરે બાર વાગે મળજો. તમે ખંતથી કામ કરશો તો કંપની જેવું સારૂ ઠેકાણું

ાપને ભાગ્યેજ બીજે જડશે. સાહેબજી.'

'મ્હેં ચોપડો લીધો અને સરદાર ગૃહમાં જ્યાં હું ઉતર્યો ા ત્યાં ગયો. મ્હારા હૃદયમાં ભારે ગડમથલ થતી હતી. આ ધ કેમ કાશીએ જશે એ વિચારમાં હું પડી ગયો હતો પણ ક બાજુથી જરા નિરાંત હતી કે બે હજાર રૂપિયા મ્હને ગાકુથી મળી ગયા હતા. ચંદ્રપ્રસાદ કંપનીમાં એટલા ા મળવતાં મ્હને ખાસ્સુ દોઢ વરસ લાગત એટલે દોઢ વરસ હીંયાં કામ કરૂં ત્યાં સુધી મ્હારા પેટમાં દુઃખે એવું ન હતું તાં કોણ જાણે કેમ મ્હારૂં મન માનતું ન હતું. આખો રવિવાર ં સખત ગદ્ધાવૈતરૂ કર્યું અને સોમવારે દસ વાગ્યા સુધી ાપડાનાં પાનાં ઉથલાવ્યાજ કર્યાં પણ હજી હું 'ટ' સુધી ાવ્યો હતો, લગભગ બે ભાગનું કામ બાકી હતું, એટલે ામવારે બાર વાગે મી. વાસુદેવને મળ્યો ને જેટલું કામ યું હતું તેટલું બતાવ્યું. બાકીનું કામ એજ રીતે પુરૂં કરીને ધવારે બે વાગે મળવાનું તેણે કહ્યું, બુધવારે પણ એ પુરૂં યું ન હતું એટલે ફરીથી એણે મ્હને શુક્રવારે એટલે કાલે લાવ્યો કાલે તે પુરૂં થયું અને હું વાસુદેવ પાસે લઇ ગયો.

'બહુ મહેનત પડી લાગે છે.' તેણે મુખ મલકાવીને કહ્યું આટલી મ્હોટી યાદી થશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન તો. ખરેખર! એ મ્હને ઘણી ઉપયોગી થશે.'

'જરા વધારે વખત તૈયાર કરવામાં ગયો.'

'એમાં કાંઇ હરકત નહિ. હવે એજ રીતે તમે 'ફરનીચર' ા વેપારીઓનું લીસ્ટ તૈયાર કરો તો—એ લોકો પણ 'કોકરી' ચે છે.'

'જેવી આપની મરજી.'

'અને કાલે સાંજે આઠ વાગે મ્હને મળજો ને પછી આપણે ધુ વાત કરીશું રાતના કામ ન કરતા, હમણાં 'ડૉન કયુ'

વાળી ફીલ્મ ઘણી સરસ છે—જરા જોઈ આવજો.' એમ કહીને તે હસ્યો. એને હસતો જોઇ મ્હારા પેટમાં ફાળ પડી. એનો ડાબી બાજુનો બીજો દાંત સોનાથી ખરાબ રીતે પુરાવેલો હતો.'

જયંતે હાથનાં આંગળાં ભીડ્યાં અને રતિલાલ તરફ જોયું.

'આપને એથી નવાઇ લાગશે ડૉક્ટર સાહેબ,' તેણે ચલાવ્યું 'પણ મ્હારા પેટમાં એ દાંત જોઇને તેલ રેડાવાનું કારણ તદ્દન જુદું હતું. હરિભાઉને મ્હેં મુંબાઇમાં હસતાં જોયો ત્યારે તેનો એજ દાંત એ રીતે સોનાથી પુરાવેલો હતો અને વાસુદેવનો દાંત પણ એવી જ રીતે પુરાવેલો હતો. બન્નેનો દેખાવ, ઘાટ ઘટમ અને અવાજ બહુજ મળતાં આવતાં હતાં અને જે ફેરફાર હતો તે નામનો હતો. હવે એ બધી બાબતો બેઉ જણ સગા ભાઇ હોવાથી મળતી આવે તે સંભવિત હતું પણ બેઉ ભાઇના એકજ બાજુના અમુક દાંત જ ભાંગે અને બેઉ એક જ રીતે તે સોનાથી પુરાવે એ બનવા જેવી વાત ન હતી. આ એક જ વાત પરથી મ્હારૂ મગજ ભમી ગયું અને હું જલદી જલદી સરદાર ગૃહમાં ગયો. ઠંડા પાણીથી મ્હોં ધોઇ એ બાબત પર હું વિચાર કરવા બેઠો એવામાં મ્હને આપનું નામ યાદ આવ્યું અને તરત જ ત્યાંથી નીકળી મુંબાઇ આવી આપને મળ્યો. આપણે થોડા વખતમાં જ પૂના પહોંચી જઇશું.'

આખી વાત સાંભળી રહ્યા પછી થોડી વાર સુધી અમારા બેમાંથી કોઇ બોલ્યું નહિ. કેટલીક વારે જયંતે કહ્યું:

'નટવર, આ કેસની વિગતો જરા રસભરી છે ખરૂં કેની? આપણે બેઉ જણ રતિલાલ સાથે જઇને સધર્ન ઇન્ડિયા હાર્ડવેર કંપની લિમીટેડની ઑફિસમાં જ મી. વાસુદેવ વિઠ્ઠલ પાઠ્યેને મળીએ તો—'

'પણ શી રીતે મળીશું?'

'ઘણી સહેલાઈથી.' રતિલાલે કહ્યું 'તમે બેઉ મ્હારા મિત્રો છો અને નોકરીની શોધમાં છો એથી બીજું બહાનું શું જોઈએ?'

'ફક્કડ. એમજ' જયંતે કહ્યું. 'મ્હારે એ સજ્જનને જોઈ લેવા જોઈએ અને તેના ચ્હેરા પરથી શી કલ્પના થઈ શકે છે તે જાણવું જોઈએ. આપની એવી તે શી—આવડત છે—કંઈ નહિ.' એમ કહીને જયંતે વાત વચ્ચેથી જ પડતી મૂકી.

સાંજના આઠ વાગે અમે ત્રણ જણ લૉઈડ સ્ટ્રીટમાં કંપનીની ઑફિસ તરફ જતા હતા.

'કહેલા વખત કરતાં વહેલા જવું નિરૂપયોગી છે.' રતિલાલે કહ્યું. 'મી. પાધ્યે જે વખતે મળવાની વાત કરી હોય તે વખતે જ આવે છે.'

'એ પણ એક ઉપયોગી મુદ્દો છે.' જયંતે કહ્યું.

'એમ?' એણે પૂછ્યુ. 'જુઓ પેલો આપણી આગળ જાય છે તે મી. પાધ્યે.'

એમ કહીને તેણે અમારી આગળ જતા અપટુડેટ પોષાક પહેરેલા એક દક્ષિણી ગૃહસ્થ તરફ આંગળી કરી. એ વખતે તે એક ફેરીઆ પસેથી 'ઇવનિંગ ન્યુઝ'ની નકલ ખરીદતો હતો. તે લઈને તે નં. ૧૨૬ વાળા મકાનમાં દાખલ થયો.

'પેલો ગયો.' રતિલાલે ઉમેર્યું. 'આ સામે કંપનીની ઑફિસ છે. આપ મ્હારી સાથે આવો. હું બધું બરાબર સમજાવી દઈશ.'

અમે એની પાછળ પાછળ ઑફિસમાં દાખલ થયા.

'આવો' કહીને મી. પાધ્યેએ અમને આવકાર આપ્યો. તે છાપું વાંચતો હતો અને તેનો ચહેરો એકદમ ઉતરી ગયો હતો. પારાવાર દુઃખ માણસ પર પડે અને તેનું મ્હોં જેમ ફીક્કુ પડી જાય તેમ પાધ્યેનું મ્હોં ફીક્કુ પડીને ઉતરી ગયું

હતું. તેણે રતિલાલ તરફ જોયું અને જાણે તેને બરાબર ન ઓળખતો હોય અને ગભરાઇ ગયો હોય એમ લાગ્યું.

'આપની તબિયત સારી નથી મી. પાઠ્યે.' રતિલાલે પૂછ્યું.

'હાજી. એવું જ છે.' સુકાઇ ગયેલા હોઠ પર જીભ ફેરવી જરા ભીના કરવા પ્રયત્ન કરતાં તેણે જવાબ આપ્યો.

'આ સદ્‌ગૃહસ્થો કોણ છે?'

'તેઓ મ્હારા મિત્ર છે. આ મી. ચંદુલાલ બક્ષી અને પેલા મી. મણિલાલ મુનશી. બેઉ જણ હમણાં નોકરી વગરના છે. મ્હને લાગ્યું કે આપણે એમને માટે ક્યાંઇ જોગવાઇ કરી શકીશું એમ ધારીને હું એમને આપની પાસે લઇ આવ્યો છું.'

'આપણે એમને કામપર લઇ શકીશું. ઠીક કર્યું.' હસવાનો પ્રયત્ન કરતાં પાઠ્યેએ કહ્યું. 'જરૂર. આપને શાનો અનુભવ છે? મી. બક્ષી!'

'મ્હેં એકાઉન્ટન્ટ તરિકે કામ કર્યું છે સાહેબ!' જયંતે જવાબ આપ્યો.

'અને તમે' તેણે મ્હને પૂછ્યું.

'જનરલ કલાર્ક' મ્હેં જવાબ આપ્યો.

'આપને બેઉને માટે જોગવાઇ થઇ શકશે. જરા કંપનીનું કામ થાળે પડે એટલી વખત આપને થોભવું પડશે પછી હું આપને બોલાવીશ. હવે સિધાવો.'

'તેના છેલ્લા શબ્દથી અમને જરા નવાઇ લાગી. મ્હેં અને જયંતે એક બીજા સામે જોયું અને રતિલાલે એના સામે જોઇ કહ્યું:

'પણ સાહેબ, આપે મ્હને બોલાવ્યો હતોને?'

'તે કોણ ના કહે છે? પણ આપના મિત્રોનું હવે અહીં કામ નથી. બે ત્રણ મીનીટ પછી હું આવું છું અને તમને કેટલીક ઉપયોગી સૂચનાઓ આપવાની છે તે આપું છું.'

એમ કહીને તે ઊઠ્યો અને જોડેના ઓરડામાં ગયો. તેની જોડે એક બીજો ઓરડો ખાલી હતો. એણે અંદરથી બારણાં બંધ કર્યાં.

'હવે ?' જયંતે કહ્યું 'એ આપણને હાથતાળી તો નથી આપતો ને—'

'નાજી એ અસંભવિત છે.' રતિલાલે કહ્યું.

'કેમ ?'

'એ ઓરડાનું બારણું જોડેના ઓરડામાં ઉઘડે છે.'

'અને બીજો રસ્તો પાછળથી નથી ?'

'નાજી.'

'એ ઓરડામાં સરસામાન છે ?'

'કાલે તો સાવ ખાલી હતો.'

'ત્યારે એમાં ભરાઇને એ શું કરે છે? આની કેટલીક વિગતો હજી હું નથી સ્હમજી શકયો. એ શાથી આટલો નખાઇ ગયો છે ? ભયથી આટલો બધો ધ્રૂજી કેમ ઊઠ્યો હશે ?'

'એ એમ માનતો હશે કે આપણે ડિટેકટીવ છીએ.'

'તેમજ હશે.' રતિલાલે કહ્યું.

'જયંતે માથું ધુણાવ્યું. 'આપણને જોઇને એનું મ્હોં ઉતરી ગયું ન હતું પણ એનું મ્હોઢું ઉતરી ગયેલું જ હતું એટલે—'

જે ઓરડામાં પાછો ગયો હતો તે ઓરડામાંથી ખટખટ અવાજ આવતો હતો.

'શા વાસ્તે એ બારણું ખખડાવે છે ?' રતિલાલે કહ્યું.

ફરીથી વધારે જોરથી બારણાં ખખડાવવાનો અવાજ સંભળાયો. બંધ બારણા તરફ અમે જોઇ રહ્યા. જયંતનો ચહેરો જોવા જેવો થઇ ગયો હતો. તરતજ વોઘરો બોલતો હોય એવો અવાજ આવ્યો. જયંત એકદમ દોડ્યો અને બંધ

બારણું ઉઘાડવા માટે મથવા માંડ્યું. અમે ત્રણે જણાએ થઇને એ બારણું તોડી પાડ્યું. એ ઓરડો ખાલી હતો.

પણ એના એક ખૂણામાં બીજું બારણું હતું તેમાં થઇ અમે જોડેના ઓરડામાં ગયા. મી. પાર્થેનાં હાફકોટ ને બકીટ ત્યાં પડ્યાં હતાં; અને પાટલુનના બ્રેન્સીસ (પટા) ગળે ભેરવીને તેનો ફાંસો ખાઇને સધર્ન ઇન્ડિયા હાર્ડવેર કંપની લિમીટેડનો મેનેજીંગ ડાયરેક્ટર લટકતો હતો. અમે એને નીચે ઉતાર્યો અને ફાંસો કાઢી નાખ્યો.

'આ પગલું શાથી લીધુ હશે ? નટવર !' જયંતે પૂછ્યું.

મ્હેં નીચા નમીને તપાસ્યો. એની નાડી હજી ધડકતી હતી અને ધીમો શ્વાસ ચાલતો હતો. 'ઘણું ખરૂં એ જીવશે. જરા પેલી બારી ઉઘાડો અને પાણી લાવો તો.'

પાણી લાવીને અમે એના મોઢા પર છાંટ્યું.

'થોડો વખત આમ રહે તો ઝાઝું વાંધા જેવું નથી.' મ્હેં કહ્યું.

જયંત હજી એ વિચારમાં જ હતો.

'હવે આપણે પોલિસને બોલાવવી જોઇએ.' એણે કહ્યું. 'છતાં મ્હારી ઇચ્છા છે કે એ લોકો આવે તે પહેલાં આ આખા કેસનો ભેદ ઉકલી જાય તો સારૂં. બને તો સંપૂર્ણ કેસજ એ લોકોને સોંપી દઇએ.'

'મ્હને બધુ ભેદભર્યું લાગે છે.' રતિલાલે કહ્યું. 'એ લોકોએ મને શા માટે અહીં રોકી રાખ્યો અને શાથી આણે આપઘાત કર્યો ?'

'એ તો સ્હમજાય એવું છે અને આ એનું છેલ્લું પગલું છે.' જયંતે કહ્યું.

'બાકીનું આપ સ્હમજી શક્યા છો ?'

'એ તો દિવા જેવું ચોકખું છે. નટવર, તું શું કહે છે?'

'હું તો કાંઇ નિર્ણય પર નથી આવી શક્યો.' મ્હેં જવાબ આપ્યો.

'બધા બનાવો પર જરા ફરીથી ધ્યાન આપીશ તો એનું એક માત્ર પરિણામ કલ્પી શકાય એમ છે.'

'શી રીતે?'

'આખી વાત બે મુદ્દા પર આધાર રાખે છે. પહેલો મુદ્દો રતિલાલ પાસે આ કંપનીની નોકરીમાં દાખલ થવા માટે લખાવેલી ચીઠ્ઠી છે. એ ઉપરથી તું શું અનુમાન કરે છે?'

'એ તો મ્હારા ધ્યાનમાંએ ન હતો.'

'એમ? શા માટે એ લોકોએ એની પાસેથી ચીઠ્ઠી લખાવી લીધી? ખરી રીતે તો આવી ગોઠવણ મોઢેથી જ થાય છે અને કેટલીક જગ્યાએ ઉલટું શેઠ નોકરને લખી આપે છે ત્યારે અહીંયાં ઉલટી રીતે નોકર પાસેથી કેમ લખાવવામાં આવ્યું? એ ઉપરથી એમ નથી લાગતું તે એ લોકો રતિલાલના હસ્તાક્ષર મેળવવા ઘણા આતુર હતા. અને એ મેળવવાનો બીજો રસ્તો નહતો.'

'પણ એ મેળવવાનું કારણ?'

'બરાબર છે. એનો જવાબ આપીએ એટલે આપણે જરા વધારે આગળ ચાલ્યા ગણાય. શા માટે એના હસ્તાક્ષરની જરૂર હતી? કોઇને એની આબાદ નકલ કરતાં શીખવાની જરૂર હતી અને તેમ કરવા માટે હસ્તાક્ષર મેળવવાની ખાસ જરૂર હતી. હવે આપણે બીજા મુદ્દા વિષે વિચાર કરીએ. એ મુદ્દો એ છે કે મી. હરિ પાંડ્યેએ રતિલાલને ચન્દ્રપ્રસાદ ઍન્ડ કંપનીમાં રાજીનામુ ન મોકલવાની ભલામણ કરી હતી. એનું શું કારણ? કારણ કે કોઇ બળતો જ રતિલાલ શેરદલાલ તે દિવસે એ કામપર હાજર થવાનો હતો.'

'અરે બાપ રે!' રતિલાલે કહ્યું. 'એ તો મ્હારી ધ્યાનમાંયે આવ્યું ન હતું.'

'હવે હસ્તાક્ષરવાળો મુદ્દો બરાબર સ્હમજાશે. ધારો કે કોઇ ભળતો જ માણસ એ રીતે નોકરીપર ચઢ્યો અને તેણે જે અક્ષરોમાં અરજી લખાઇ હતી તેના કરતાં જુદી જાતના અક્ષર કાઢ્યા તો તરત જ મેનેજરને વહેમ પડે કે કોઇ ભળતોજ માણસ છે અને ઝટ દઇને શ્રીફળ આપી દે. એટલે એણે રતિલાલના અક્ષરોનો ખાસ અભ્યાસ કરવાની જરૂર હતી. એ ચાર દિવસમાં તો એ પાવરધો થઇ ગયો હશે. અને મી. રતિલાલ, ચન્દ્રપ્રસાદ કંપનીવાળા તમને ઓળખતા નથી ખરૂં ને?'

'નાજી. કોઇપણ નથી ઓળખતું. અમે શેરબજાર છોડ્યા પછીથી એ કંપની હસ્તીમાં આવી છે અને એ લોકોએ મ્હને જોયો પણ નથી.' રતિલાલે જવાબ આપ્યો.

'ઠીક, તમને જરા પણ વહેમ ન આવે એવી સીફતથી બધી ગોઠવણ થઇ હતી. જ્યારે તમે અહીં સખત કામ કરતા હતા ત્યારે તમારો નામરાશિ ચન્દ્રપ્રસાદ કંપનીમાં જોડાઇ ચુક્યો હતો અને એજ કારણને લીધે આ લોકોએ તમને આગળથી એટલી મોટી રકમ આપી. તથા અત્યાર સુધી રોકી રાખવાને પૂરતુ કામ આપ્યું કે જેથી તમે મુંઝાઇ જઇ શકો નહિ અને આ વાત ફૂટી જાય નહિ.'

'પણ આણે શા માટે તેના ભાઇનો વેષ ભજવ્યો હશે?'

'એમાં કંઇ ગુંચ નથી. આ આખા કાવતરામાં ફક્ત બેજ જણ છે. એક તમારૂં નામ ધારણ કરી ચન્દ્રપ્રસાદ કંપનીમાં દાખલ થયો છે અને બીજો અહીં છે. આ ભાઇસાહેબ તમને નોકરી રાખવા આવ્યા અને પછી સુઝ્યું કે તમારા શેઠ તરિકે કામ કરનાર કોઇ ન હતું અને બીજાને એમ કાવતરામાં સામેલ કરવાનું એમને વ્યાજબી ન લાગ્યું એટલે પોતેજ જરા અસ્રાથી અને બ્રશથી દેખાવમાં ફેરફાર કરીને પોતાના ભાઇના નામે અહીં હાજર થઇ ગયા. એમ ન કરે અને ભાઇ છે એવી વાત

ન કરે તો તમને બળતા દેખાવથી વહેમ આવજ, પણ ભાઇ છે એમ કહે એટલે એવા વહેમને કારણ ન રહે. અલબત્ત, મ્હારે તમને ધન્યવાદ આપવો જોઇએ કે એના પેલા સોનાના દાંતથી તમે એનો ભેદ પારખી શક્યા.'

'અરે બાપરે!' રતિલાલે નવાઇ પામીને કહ્યું 'મ્હને અહીંયાં ગધેડો બનાવીને પેલો મ્હારો નામધારી ચન્દ્રપ્રસાદ કંપનીમાં શું કરતો હશે?'

'આપણે ચન્દ્રપ્રસાદ કંપનીને તાર કરવો જોઇએ.'

'પણ તે તો શનીવારે દશથી બાર સુધીજ કામ કરે છે.'

'ઘણો નવાઇ જેવો ટાઇમ ગણાય'

'હાજી, પણ એ લોકોનો એવો ધારો છે.'

'હરકત નહિ, કોઇ હમાલ કે ભૈયો તો જરૂર ત્યાં રહેતો હશેજ.'

'હાજી. તેઓ એક ભૈયો હમેશાં રાખે છે. કારણ કે એમને ત્યાં લાખોની કિંમતનાં સરકારી કાગળિયાં અને શેરો પડ્યા હોય છે. એમ મ્હેં સાંભળ્યું છે.'

'બહુ સારૂ. આપણે એમને તાર કરીશું. એ રહમજી શકાય છે પણ આ માણસ આપણને જોઇને શા માટે બીજા ઓરડામાં ચાલી ગયો અને આપઘાત કેમ કર્યો તે મ્હમજી શકાતું નથી.'

'ઇવનીંગ ન્યુસ' મીઠ પાછ્ળ જરા ભાન આવ્યું હશે તે બબડયો. એને હજી પુરૂં ભાન આવ્યું ન હતું.

'ઇવનીંગ ન્યુસ! અરે ભલા ભગવાન!' જયંત એમ કહીને ટેબલ તરફ કુદ્યો અને છાપુ હાથમાં લીધું. 'મ્હારા જેવો બીજો કોણ મૂર્ખ હશે! આપણી મુલાકાતને આપણે એટલું વજન આપતા હતા કે છાપુ તો મ્હને સાંભર્યું પણ નહિ. ખરેખર! એમાંજ—' એમ કહીને તે તેણે ઉથલાવવા માંડ્યું.

'આ રહ્યું નટવર, ઇવનીંગ ન્યુસની દોઢ વાગ્યાની આવૃત્તિ

છે. એના આ મોટા મથાળા તો જો. મુંબાઇમાં ભયંકર હોનારત–ચન્દ્રપ્રસાદ ઍન્ડ કંપનીમાં કરપીણ ખૂન. મોટી લૂટ કરવાનું ઉઘાડું પડેલું કાવતરૂ મુદ્દામાલ સાથે પકડાયેલો ઉઠાવગીર. નટવર, વાંચ તો,' એમ કહીને એણે છાપું મ્હારા હાથમાં આપ્યું.

આખા છાપામાં એ બનાવની વિગત ઘણીજ આકર્ષક જગ્યાએ અને આકર્ષક રીતે છાપેલી હતી.

'આજે બપોરના દલાલ સ્ટ્રીટમાં એક કરપીણ ખૂન થયું હોઇ એ ભયંકર કામ કરનાર ઉઠાઉગીર ચોરેલા માલ સાથે પકડાયો હતો. મેસર્સ ચન્દ્રપ્રસાદ ઍન્ડ કંપનીનું નામ ઘણું જાણીતુ છે અને તેઓને ત્યાં હજારોની કિંમતનાં સરકારી કાગળિયાં તથા શેર વગેરે તેમનાં પોતાનાં તથા ઘરાકોનાં રહે છે એમને ત્યાં એ કારણને લીધે ઉંચામાં ઉંચી બનાવટની અને છેલ્લામાં છેલ્લી સુધરેલી ઢબની તિજોરીઓ રાખવામાં આવે છે. તેમજ આખો વખત હથિયારબંધ પહેરેગીર ચોકી કરે છે. એમ જણાય છે કે ગયા અઠવાડિયામાં તેમણે રતિલાલ શેરદલાલ નામના એક નવા માણસને નોકરીમાં રાખ્યો હતો. તે માણસ બીજો કોઇ નહિ પણ પેલો જાણીતો ઉઠાવગીર અને ઓરીએંટલ બૅંકની ચોરીવાળા કેસમાં સજા પામેલો નારાયણ કાળે હતો. તે અને તેનો ભાઇ બન્ને જણ થોડા વખત ઉપરજ પાંચ વર્ષની સખત સજામાંથી છૂટયા હતા. એ વાતને હજી પૂરા બે માસેય નથી થયા ત્યાં તો તેઓએ આ કાવતરૂ રચ્યું છે. કોઇ પણ ઉપાયથી–જે વિષે હજી માહિતી નથી મળી–એ ચન્દ્રપ્રસાદ ઍન્ડ કંપનીમાં નોકરી મેળવવા પામ્યો અને તિજોરીની નકલી ચાવીઓ તૈયાર કરાવી તેમજ આજુબાજુની સર્વ પરિસ્થિતિથી માહિતગાર થયો.

'મેસર્સ ચન્દ્રપ્રસાદ એન્ડ કંપનીનો ધારો છે કે તેઓ પોતાની ઑફિસ શનીવારે બરાબર બાર વાગે બંધ કરે છે.

સાર્જન્ટ ટયુસન જેઓ પોલિસ ખાતાના એક ચબરાક કર્મચારી છે તેમણે એક જણને એક વાગે કંપનીની ઑફિસમાંથી હેન્ડબૅગ સાથે બહાર નીકળતો જોયો અને શંકા પડવાથી તેને તરત જ રોકયો તથા જડતી લીધી. એની બૅગમાંથી લાખો રૂપીઆની કિંમતની નોટો અને શેરો મળી આવ્યા. પછી ઑફિસ તપાસતાં અંદરના ઓરડાની સ્ટ્રૅાંગ રૂમમાંથી પહેરેગીરનું શબ મળી આવ્યું. સાર્જન્ટ ટયુસને આ અગમચેતી ન વાપરી હોત તો સોમવાર સવાર સુધી આ વાતની કોઇને ખબરે યે ન પડત અને ખૂની લાખો રૂપિયાની ઇસ્કામત લઇને કયાંનો કયાંય છટકી જાત. એમ જણાય છે કે પહેરેગીર ને પોતે કાંઇ ભૂલી ગયો છે તે લેવું છે એમ કહીને એ અંદર દાખલ થવા પામ્યો હશે અને પછીથી પોતે બનાવરાવેલી નકલી ચાવીઓથી તીજોરી અને સ્ટ્રૅાંગરૂમ ઉઘાડયાં હશે એવામાં પહેરેગીર આવી લાગવાથી તેણે એનું ખૂન કર્યું હશે. અને તરત જ શબને સ્ટ્રૅાંગરૂમમાં પૂરી ઠંડે કલેજે એ બહાર નીકળ્યો હશે. આ કાવતરામાં એનો ભાઇ પણ સામેલ હોવાની પોલિસને ગંધ છે કારણ કે બેઉ ભાઇ હમેશાં સાથે જ કામ કરે છે એટલે તેઓ તેના રહેઠાણને લગતી ચાંપતી તપાસ ચલાવે છે અને અમે ધારીએ છીએ કે થોડા વખતમાં એ પણ પકડાયા સિવાય રહેશે નહિ'

'ખરેખર! 'ઇવનીંગ ન્યુસ' પોતાના વાંચનારાઓ માટે ખૂબ કાળજી રાખતું જણાય છે. એક વાગે બનેલો બનાવ એ લોકો દોઢ વાગ્યાની પોતાની આવૃત્તિમાં આપે છે એ ઓછી નવાઇની વાત છે!' રતિલાલ કહ્યું.

'બન્નેની ઑફિસો કોટમાં છે એટલે એ લોકો આપી શકયા હોય તો નવાઇ નથી.' મ્હેં ઉમેર્યું.

'નટવર, આપણે પોલિસની મહેનત જરા ઓછી કરીએ તો—' જયંતે મારા તરફ જોઇને કહ્યું. એની નજર મી. પાર્શ્વે

તરફ હતી. તે હવે જરા વધારે ભાનમાં આવતો જતો હતો. 'જનસ્વભાવ ઘણો વિચિત્ર છે નટવર,' જયંતે ઉમેર્યું. 'જોને આ માણસ પોતાના ભાઈને-એ જાણે છે કે એણે ખૂન કર્યું છે છતાં-કેટલું ચાહી શકે છે! એ વાત જાણીને એની ખાત્રી થઈ જાય છે કે હવે ભાઈ બચી શકે એમ નથી એટલે લાગલો જ એને માટે તૈયારી કરવા પરલોક ખાતે ઉપડી પોતે જવા પ્રયત્ન કરે છે! પણ હવે આપણે કાંઈ કરવા જેવું રહેતું નથી. મી. રતિલાલ, હું અને ડૉક્ટર અહીં બેઠા છીએ. આપ જ જરા બહાર જઈને પોલિસને બોલાવી લાવવા કૃપા કરો તો—'



# કોલકરાર

પુરૂષોત્તમ ત્રિવેદી નામના શાળાના એક મ્હારા સાથીદારને હું ભાગ્યે જ ભૂલી શકું. ખાસ કરીને અભ્યાસ દરમિયાનના અમારા સાહચર્યને લીધે અને તેની જીંદગીમાં બનેલા હવે પછી હું વર્ણવું છું એ બનાવને લીધે.

એ ઘણો ચાલાક વિદ્યાર્થી હતો અને ઘણું ખરૂં બધી વખત એ ઇનામ મેળવવા ભાગ્યશાળી થતો. મ્હેં જ્યારે 'મેડિકલ'નો કોર્સ લીધો ત્યારે એ 'આર્ટ'માં ગયો અને અમે છૂટા પડયા. સાંભળવા મુજબ એ 'એમ. એ.' થયો અને એના કાકા સર ત્રિભુવનની લાગવગથી એને સેક્રેટરિએટમાં સારો 'ચાન્સ' મળ્યો હતો. વર્ષો થયાં અમે મળ્યા ન હતા તેથી ન્હાનપણની મૈત્રી વિસારે પડી હતી એવામાં એક દિવસ મ્હને નીચેનો કાગળ મળ્યો.

કાન્તા કૉટેજ
વિલે પારલે.

**પ્રિય નટવર,**

તારા શાળાના મિત્ર પુરૂષોત્તમને તું ભૂલી તો નહિજ ગયો હોય! મ્હારા કાકાની લાગવગથી સેક્રેટરિએટમાં હું સારી જગ્યાએ છું એ કદાચ તેં સાંભળ્યું હશે. થોડા દિવસ પર એવો બનાવ બન્યો છે કે વખતે એને લીધે મ્હારી એ કારકીર્દિનો અંત આવે.

એની બધી વિગત કાગળમાં નથી લખતો. તું આવીશ એટલે એ બધુ મ્હારે તને કહેવું પડશે. તું તારી સાથે રા. જયંત—જેના પરાક્રમોનાં જ્વલન્ત વર્ણનો તું લખે છે—તેમને લેતો આવવા કૃપા કરશે? સરકારી ડિટેક્ટીવો એ બાબતમાં કાંઇ થઇ શકે એમ નથી એવું મ્હને કહે છે છતાં મ્હને આશા રહે છે કે તારા મિત્ર કાંઇ કરી બતાવશે માટે મહેરબાની કરી તમે બન્ને જણ અહીં આવો તો ઘણું સારૂં. એક ઘડી એક યુગ જેવી મ્હને તો વીતે છે. રા. જયંતને ખાત્રી આપજે કે એમની મદદ મ્હેં પહેલી ન માગી તેનું કારણ એ ન હતું કે મ્હને એમની શક્તિઓ વિશે શંકા હતી પરંતુ હું એવો તો પટકાઇ પડ્યો હતો કે એ વિષે કાંઇજ કરી શકુ એ સ્થિતિમાં ન હતો. હમણાં જરા ઠીક છે પણ નબળાઇ એટલી બધી છે કે હું કાંઇજ કરી શકુ એમ નથી. આ કાગળ પણ બીજા પાસે લખાવ્યો છે. કૃપા કરીને એમને લઇને જલદી આવજે.

તારો બાલમિત્ર,
**પુરૂષોત્તમ ત્રિવેદી.**

**કાગળ વાંચીને મ્હને એની દયા આવી. જયંતને મ્હારી સાથે લઇ જવાની એની વિનંતિ કાંઇક ખાસ કારણોને આભારી હતી એવી મ્હારી ખાત્રી થઇ. મ્હેં જયંતને એ કાગળ આપ્યો. તે વાંચીને એ બોલ્યો: ' વિગતો નથી લખી. '**

' હાસ્તો. '

• 'છતાં લખાણ પરથી સ્પષ્ટ એવું કાંઇક લાગે છે!'

'કાગળ બીજા પાસે લખાવેલો છે.'

'કોઇ સ્ત્રી પાસે—'

'ના રે ના! કોઇ પુરૂષ—' મ્હેં કહ્યું.

'ભૂલ ખાય છે. સ્ત્રીનાજ અક્ષર છે. અલબત, ઘણી થોડી સ્ત્રીઓ આટલી સાવધાનીથી લખી શકે છે. હું તારી સાથે પારલે આવવા તૈયાર છું.'

અને અમે તરતજ અંધેરી લોકલમાં વિલે પારલે પહોંચી ગયા. કાન્તા કૉટેજ શોધી કાઢતાં વાર ન લાગી. અમને એક જુવાને આવકાર આપતાં કહ્યું: 'સારૂં થયું કે આપ આવી પહોંચ્યા. આજે સવારના પહોરમાંથીજ પુરૂષોત્તમ આપના માટે પૂછ્યા કરે છે.'

'ઠીક આપ એમના શા સંબંધી થાઓ?' જતાં જતાં મ્હેં પૂછ્યું.

'પુરૂષોત્તમરાય મ્હારા બનેવી થાય.' એણે જવાબ આપ્યો અને અમને પુરૂષોત્તમનો ઓરડો બતાવ્યો.

અમને એ ઓરડામાં દાખલ થતા જોઇ એક ઘુંઘટવાળી સ્ત્રી બહાર નીકળવા લાગી, પણ પુરૂષોત્તમે તેને રોકાવાને કહ્યું એટલે તે એક બાજુએ ઊભી. 'નટવર તો મ્હારાથી ન્હાનો છે. એની લાજ કાઢવાની જરૂર નથી. જયા!' પુરૂષોત્તમે પેલી સ્ત્રીને કહ્યું 'અને એના મિત્ર જયંત પણ મ્હોટા નથી લાગતા.'

એણે ધીરેથી ઘુંઘટ ઉઘાડ્યો. એ અનુપમ સૌંદર્યવતી હતી.

'કેમ છે? નટવર!' પુરૂષોત્તમ મ્હારા તરફ ફરીને બોલ્યો. 'તને અને જયંતરાયને જોઇને મ્હને ઘણો આનંદ થયો, ઘણી મહેરબાની થઇ જયંતરાય.' એણે જયંતને આવકાર આપતાં ઉમેર્યું.

એનો સાળો ચુનીલાલ અમને એ ઓરડો બતાવીને

બહાર ગયો હતો એટલે એ દંપતી અને અમે બે મિત્રો એમ ચાર જણ એ ઓરડામાં હતાં.

'આપનો વધારે વખત ન લેતાં મ્હારી વાત શરૂ કરૂં છું,' પુરૂષોત્તમે કહ્યું, 'સુખના શિખરે હું પહોંચ્યો હતો ત્યાંથી હાલ તો એકાએક અંધારી ખીણમાંજ પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

'નટવરે આપને કહ્યું હશે કે મ્હારા કાકા સર ત્રિવેદીની લાગવગથી હું સેક્રેટરિએટના દેશી રાજાઓની સાથે સંબંધ ધરાવતા ખાતામાં ઘણા સારા ઓહ્દાપર હતો, સર ત્રિવેદી હમણાં એ અને બીજાં ખાતાઓના મુખ્ય અમલદાર છે અને તેમના હાથમાં કુલ સત્તા છે. મ્હારા કામથી એમને સદાએ સંતોષ રહેતો.

'અઢી માહિના ઉપર—વધારે ખાત્રી પૂર્વક કહીએ તો તા. ૨૩ મી મેને દિવસે તેમણે મ્હને તેમના ઓરડામાં બોલાવ્યો અને મ્હારા કામ માટે મ્હારો બરડો થાબડીને જણાવ્યું કે તેમનો મ્હને એક ઘણું અગત્યનું કામ સોંપવાનો વિચાર હતો.

'એમણે પોતાના ખાનામાંથી ભુરાશ પડતા રંગના કાગળોનું ભુંગળુ કાઢીને મ્હારા હાથમાં મૂકતાં કહ્યું: 'આ કાગળો કાઠિયાવાડનાં નાનાં રાજ્યો ઉપરના ગાયકવાડના પ્રભુત્વ વિષેના છૂપા કોલકરારોને લગતા છે અને એ સંબંધી હમણાં ખૂબ ચળવળ પેલો બંગાળી દિવાન ચલાવતો હોવાથી બહુજ ખાનગી રાખવાના છે. એની કાંઈક ગંધ છાપાવાળાઓને આવી છે અને દિવાનના એ મેળવવાના અથાક પ્રયત્ન છે એટલે જેમ બને તેમ એ બહુજ કાળજીપૂર્વક છૂપા રાખવાના છે. એમાંની જરા જેટલી ખબર પણ બહાર ન જવી જોઈએ. ગાયકવાડનો એલચી એને માટે મ્હોં માગી રકમ આપવા તૈયાર છે એ પણ તને જણાવી દઉં એની મ્હારે એક નકલ કરાવવી છે તેમ ન હોત તો એ મ્હારા ખાનાની બહાર કાઢતેજ નહિ.

તું એ લઇ જા અને હમણાં તારી તિજોરીમાંજ રાખ. બધા માણસોના ગયા પછી તારે અહીં રહેવું એવી હું સૂચના આપીશ એટલે તું સાંજના મોડે સુધી બેસી એની નકલ કરજે. તું એકલો હશે એટલે હરકત નહિ. કોઇ પણ માણસના હાથમાં એ ન જાય કે કોઇ એને જોઇ જાય નહિ એની સાવચેતી રાખજે. એની નકલ કરીને સંભાળીને અસલ અને નકલ બેઉને તિજોરીમાં મૂકી દેજે, અને કાલે સવારના બેઉ ચીજ મ્હને પોતાને જ આપજે.'

'મ્હેં એ કાગળો લીધા અને—'

'જરા થોભો' જયંતે વચ્ચે કહ્યું. 'આ વાત થઇ ત્ય
તમે એકલાજ ત્યાં હતાને?'

'હાજી.'

'મોટા ઓરડામાં?'

'ચારે બાજુ ત્રીસ ફૂટની લંબાઇ પહોળાઇના.'

'વચ્ચે?'

'હાજી. ઘણું ખરૂં.'

'અને ધીમેથી વાત થઇ હતી?'

'મ્હારા કાકાનો અવાજ બહુજ ધીમો છે, હું ભાગ્યે જ એક બે શબ્દ કરતાં વધુ બોલ્યો હઇશ.'

'ઠીક હવે આગળ ચલાવો.'

'મ્હેં એમના કહેવા મુજબ કર્યું અને બધા માણસો જતા સુધી થોભ્યો. નાનજી નામનો એક કારકુન એનું કામ ચઢી ગયું હોવાથી મોડે સુધી બેઠો હતો એટલે હું જરા પેટ પૂજા કરવા બહાર ગયો. હું પાછો ફર્યો ત્યારે નાનજી ગયો હતો. મ્હારે મ્હારૂં કામ જલદી આટોપવાનું હતું કારણ કે મ્હારો સાળો ચુનીલાલ, તે દિવસે રાતના અગિયારની ટ્રેનમાં મારી સાથે વિલે પારલે આવવાનો હતો અને એ થોડા દિવસથી મારે

ત્યાં રહેવા આવ્યો હોઇ આજે અમે સાથે જ ઘેર જવાનું ઠરાવ્યું હતું એટલે કોઇ પણ પ્રયત્ને મ્હારે એ ગાડી પકડવાનો વિચાર હતો તે પછી બાર વાગ્યાની છેલ્લી લોકલ હતી.

'મ્હેં જ્યારે એ કાગળો જોયા ત્યારે મ્હારી ખાત્રી થઇ ગઇ કે કાકા સાહેબે જે સાવધગીરિની સૂચના કરી હતી તે તદ્દન વ્યાજબી હતી. એ કાગળોના બદલામાં ગાયકવાડ સરકારનો પ્રતિનીધિ હજારોની રકમ આપે એમાં નવાઇ ન હતી.

'એ કાગળો ઉપર ઉપરથી મ્હેં વાંચી લીધા અને નકલ કરવાનું શરૂ કર્યું. કામ કરતાં કરતાં નવ વાગ્યા છતાં ત્રીજા ભાગનું યે હું લખી ન શક્યો. મ્હારૂં માથું ભારે થતું હતું અને હાથ દુઃખતા હતા. આખા દિવસના પરિશ્રમને લીધે અને મ્હારો જમવાનો સમય થઇ ગયો હોવાથી, કૉફીનો એકાદ પ્યાલો પીવાથી કામ ઠીક ઠીક કરી શકાશે એમ ધારીને તે તૈયાર કરવાનો વિચાર કર્યો. એક જમાદાર આખો વખત અહીં રહેતો હોવાથી અને તે પણ કૉફીનો શોખીન હોવાથી કોઇ કોઇ વખત મારા જેવા મોડે સુધી કામ કરનારને ઉપયોગી થઇ પડતો. એને બોલાવવા માટે મ્હેં વિજળીની ઘંટડી દાબી.

'એના જવાબમાં મ્હારી અજાયબી વચ્ચે એક બાઇ મ્હારા ઓરડામાં આવી એણે જણાવ્યું કે એ, જમાદારની સ્ત્રી હતી અને તેનો વર જરા ઊંઘી ગયો હોવાથી જવાબ આપવા આવી હતી. એને મ્હેં કૉફી કરવા વિનંતિ કરી.

'થોડુંક વધારે લખ્યું એટલામાં તો આંખો ઘેરાવા માંડી. હું ઊઠ્યો અને આમતેમ આંટા મારવા લાગ્યો. કૉફી હજી આવી ન હતી એટલે હું જમાદારના ઓરડા તરફ જવા નીકળ્યો. ત્યાં જવા માટે એક વાંકવાળો દાદર ઉતરવાનો હતો. અરધે દાદરે બીજો નાનો દાદર બીજી બાજુ પડતો હતો. એ જગ્યાનો ઠીક ઠીક દેખાવ આ રીતે છે.' એમ કહીને તેણે એક કાગળ

જયંતને આપ્યો.




'હું બરાબર સમજી ગયો' જયંતે કહ્યું:

'આ મુદ્દો જરા ધ્યાનમાં રાખવા જેવો છે. હું દાદર ઉતરીને હૅાલમાં ગયો તો જમાદાર ઘસઘસાટ ઊંઘતો હતો અને એના સ્ટવ પર પાણી ખળખળ ઉકળતું હતું. એને ઉઠાડવા માટે જેવો મ્હેં એને ખભે હાથ મૂકયો તેવીજ મોટેથી ઘંટડી વાગી અને એ એકદમ જાગી ઊઠ્યો.

'ત્રિવેદી સાહેબ!' એ મ્હારા સામે જોઇ આંખો ચોળતો બોલ્યો.

'કૅાફી થઇ કે નહિ તે જોવા હું આવ્યો હતો.' મ્હેં જણાવ્યું.

'હું એજ કરતો હતો એવામાં ઝોકું આવી ગયું સાહેબ! કાલે રાતનો પણ મ્હને ઉજાગરો છે—' એણે જવાબ આપ્યો.

'હજીયે ઘંટડી વાગ્યે જતી હતી તે જોઇ મ્હને તેમજ એને નવાઇ લાગી. આટલું મોડું આ રીતે કોણ ઘંટડી વગાડતું હશે એ વિચાર એકી સાથે અમને બેઉ જણને આવ્યો.

'આપ અહીં આવ્યા છો સાહેબ! તો પછી આમ ઘંટડી કોણ વગાડતું હશે?' એણે પૂછ્યું.

'કયા ઓરડાની ઘંટડી છે!'

'જે ઓરડામાં આપ કામ કરો છો તે ઓરડાની સાહેબ !'

'એકાએક મ્હારૂં ગળું સુકાવા માંડયું. અરે ભલા ભગવાન ! ત્યારે જે ઓરડામાં હું કામ કરતો હતો તે ઓરડામાં બીજું કોઇ હતું ? એ કિંમતી કાગળો તો હું મ્હારા ટેબલ પર ખુલ્લા મૂકીને આવ્યો હતો ખરેખર ! મી. જયંત ! મ્હેં તરત જ દોડીને જોયું તો મ્હારા ખંડમાં કે તેની રવેશમાં કોઇપણ ન હતું બધું મ્હેં જે રીતે પડયું રહેવા દીધું હતું તે રીતેજ પડયું હતું પણ એકજ ચીજ એમાંથી ઉપડી ગઇ હતી અને તે પેલા કિંમતી કાગળો. એની મ્હેં કરેલી અધૂરી નકલ જેમની તેમ પડી હતી અને અસલ કાગળો ઉપડી ગયા હતા.'

જયંત બેઉ હાથનાં આંગળાં એક બીજામાં ભીડી એ વિષે વિચાર કરતો હતો 'પછી આપે શું કર્યું ?' એણે પૂછ્યું.

'મ્હેં તરત જ નક્કી કર્યું કે એ કાગળનો ચોર બાજુના દાદરે ચઢીને ઉપર આવ્યો હોવો જોઇએ. એમ હોય તો તો એ મ્હને સ્હામો મળ્યા સિવાય ન રહે.'

'તે આખો વખત એ ઓરડામાં જ ભરાઇ રહ્યો હોય એવો વિચાર તમને ન આવ્યો ? અથવા એની રવેશમાં છૂપાઇ રહ્યો હોય.'

'એમ બનવું સંભવિત નથી. બેઉ સ્થળે છૂપાવા જેવી જરા પણ જગ્યા નથી.'

'પછી ?'

'મ્હારા ફીક્કા પડી ગયેલા ચહેરાપરથી જમાદાર પામી ગયો હતો કે કાંઇ નવાજૂની થઇ છે એટલે તે તરત જ મ્હારી પાછળ આવ્યો હતો. પછી અમે બે જણા રવેશમાં દોડયા અને ત્યાંથી એપોલો સ્ટ્રીટમાં દોડયા. મુખ્ય દરવાજો બંધ હતો પણ અંદરથી આગળો માર્યો ન હતો તે ઉઘાડીને અમે બહાર દોડયા. અમે બહાર નીકળ્યા ત્યારે ટાવરના ઘડીઆળમાં ત્રણ ટકોરા

ગયા એટલે તે વખતે બરાબર પોણા દસ વાગ્યા હતા.'

'એ ઘણો ઉપયોગી મુદ્દો લાગે છે!' જયંતે કહ્યું અને મન ઉપર એની નોંધ લીધી.

'રાત ઘણી અંધારી હતી અને વરસાદની ઝીણી ફરફર પડતી હતી. રસ્તાપર કોઇ ન હતું. ચર્ચગેટ સ્ટ્રીટમાં હજી ઠીક ઠીક ગાડી ઘોડાની આવજા હતી. અમે તરત જ પોલિસના સિપાઇને મળ્યા ને કહ્યું. 'હમણાં સેક્રેટરિએટમાં ચોરી થઇ છે અને ઘણા કિમતી કાગળો ચોરાયા છે. અહીં કોઇને જતાં જોયું?' અલબત્ત સવાલ ઘણો વિચિત્ર રીતે પૂછાયો હતો પણ એવા સંજોગોમાં એથી વધારે સારી રીતે કાંઇ કહી શકાય એમ ન હતું.

'હું અહીંયાં પા કલાકથી ઊભો છું સાહેબ!' તેણે જવાબ આપ્યો. 'એટલામાં એક જ જણ અહીંથી વટાયું છે અને તે પણ એક સ્ત્રી. એણે લાલ સાલ્લો પહેર્યો હતો.'

'તો તો મ્હારી વહુ હશે.' જમાદાર બોલી ઊઠ્યો

'બીજું કોઇ નથી ગયું?'

'ના સાહેબ!'

'ત્યારે તો પેલે રસ્તેથી ચોર નાઠો હોવો જોઇએ.' એમ કહી એણે મ્હને બ્રુસ લેન તરફ લઇ જવા માંડ્યો.

'પણ એથી મ્હને સંતોષ થયો ન હતો અને જમાદારના આ રીતે મ્હને બળતે જ રસ્તે દોરવાના પ્રયત્નથી એના પ્રત્યે મ્હને સંશય આવ્યો.

'કયે રસ્તે એ બાઇ ગઇ? એ કેવી હતી?' મ્હેં પૂછ્યું.

'આ રસ્તે સાહેબ! ગુજરાત કે કાઠિયાવાડની લાગતી હતી. અને જરા ઉતાવળે જતી હતી.'

'કેટલી વાર થઇ?'

'બહુ થોડી.'

'પાંચેક મીનીટ?'

'એટલીજ. એથી વધારે તો નહિજ.'

'આપને વખત નકામો ગુમાવો છો સાહેબ! પેલો બ્રુસ લેનમાં થઇ છટકી જશે.' જમાદારે કહ્યું. 'મ્હારૂં માનો સાહેબ! એ કહે છે તે વખતે જ મ્હારી સ્ત્રી ગઇ છે અને તેને આની સાથે જરાયે લાગતું વળગતું નથી. પેલી બાજુ ચાલો, ન આવતા હો તો હું જાઉં છું.' કહીને એ બ્રુસ લેન તરફ દોડ્યો.

'અને તરતજ એની પાછળ હું પણ પડ્યો અને એને પકડ્યો.

'તમે ક્યાં રહો છો?' મ્હેં પૂછ્યું.

'બોરા બજારમાં.' એણે જવાબ આપ્યો. 'એમ ખોટે રસ્તે ન દોરાવ ત્રિવેદી સાહેબ! આ બાજુ ચાલો, આપણે કાંઇક કરી શકશું.'

'એની સલાહ માનવામાં કાંઇ નુકશાન ન હતું એટલે હું તથા પોલિસનો સિપાઇ એ બાજુ ગયા. પણ કાંઇ પત્તો ન ખાધો. બ્રુસ લેન, ટેમેરિન્ડ લેન અને બીજી ગલીઓમાં થઇ એસ્પલેનેડ રોડ પર જવાતું હતું અને ત્યાં આ વખતે પણ ધમાલ હતી. કેટલાક ગાડી ઘોડા અને માણસો જતાં આવતાં હતાં અને એ બધામાં અમારા ચોરનો પત્તો મેળવવો મુશ્કેલ હતો.

'પછી અમે ઑફિસમાં આવ્યા અને ફરીથી દાદર તથા હૉલ વગેરે તપાસી જોયું પણ કાંઇ શુભ પરિણામ આવ્યું નહિ. કોઇના પગલાનાં ઝાંખાં કે અસ્પષ્ટ નિશાન પણ અમને ન જણાયાં.'

'એ બધો વખત વરસાદ પડતો હતો?'

'સાંજના સાત વાગ્યાથી થોડો થોડો પડ્યે જતો હતો.'

'તો પછી કાદવવાળાં પગલાં પડ્યાં હોવાં જોઇએ. બૂટનાં કે પગનાં—'

'પણ એવું કાંઇ જ ન હતું. અમે આખો ઓરડો ફરી તપાસ્યો. કોઇ છૂપુ બારણુ હોવાની પણ સંભાવના ન હતી એટલે બારી વાટે આવ્યું હોય એ પણ માની શકાય એમ ન હતું. અને બેઉ બારી અંદરથી બંધ કરેલી હતી તથા આંકડીઓ મારેલી હતી. આ સંજોગોમાં મ્હારી પાકી ખાત્રી છે કે જેણે એ કાગળો ચોર્યા તે દરવાજા વાટેજ ઓરડામાં દાખલ થયેલ હોવું જોઇએ. પણ નવાઇની વાત તો એ હતી કે આવનારે શા માટે ઘંટડી વગાડી? એ ઘંટડીનું બટન મ્હારા ટેબલ પર હતું એટલે એ વગાડવા માટે એને મ્હારા ટેબલ આગળ આવવાની જરૂર તો હતી જ અને ઘંટડી વાગી હતી એટલે એ ટેબલ આગળ આવેલું હોવુંજ જોઇએ. ચોરી કરવા આવે તે આ રીતે ઘંટડી વગાડીને ખબર શા માટે આપે? એ ઘંટડી વગાડવાથી જમાદાર ઉપર આવશે તેની એને ખાત્રી હોવી જોઇએ. તે છતાં એણે એમ શાથી કર્યું હશે?'

'એ જરા નવાઇ જેવું છે ખરૂં. પણ તમારી તપાસમાં આવનારે કાંઇ નિશાની રહેવા દીધી છે કે કેમ તે જોયું હતું ખરૂં? કોઇ નજીવી ચીજ, વાળ, બીડીનું ઠુંઠુ, રાખ કે એવું કાંઇ?'

'એવું કાંઇ જ ન હતું.'

'કાંઇ ગંધ?'

'એનો તો મ્હને વિચારજ આવ્યો ન હતો.'

'ધુમાડો કે એવું કાંઇ હોત તો તપાસમાં ઉપયોગી થઇ પડત.'

'હું કદી બીડી તમાકુ પીતો નથી એટલે એવું કાંઇ હોત તો મ્હારૂં ધ્યાન ખેંચાતજ પણ એવું કાંઇ નથી. કોઇપણ ખાત્રીલાયક પુરાવો મળી શકતો નથી. જમાદારની સ્ત્રી ઝડપથી ચાલી ગઇ હતી એ જરા જાણવા જોગ બાબત હતી,

અને એનો કાંઇ સંતોષકારક ખુલાસો—સિવાય કે એનો હમેશનો જવાનો એ વખત હતો—જમાદાર, આપી શકતો ન હતો. એટલે હું તથા પોલિસ એવા નિર્ણયપર આવ્યા કે અમારે એ બાઇને મળવું અને કોલકરારના કિંમતી કાગળો કયાં છૂપાવ્યા છે તે પૂછવું.

'આ બનાવની ખબર પડવાથી ઇન્સ્પેકટર ફરામજી આવી પહોંચ્યા હતા અને તેઓ બધી હકીકત સાંભળી મ્હારી સાથે મળતા થઇ જમાદારને ત્યાં આવવા તૈયાર થયા. અમે ગાડી ભાડે કરીને જમાદારને ત્યાં ગયા. અમને જોઇને એક જુવાન છોકરીએ બારણું ઉઘાડ્યું. જમાદારની એ નાની દીકરી હતી. એની માતા હજી સુધી પાછી ફરી ન હતી એટલે અમે અંદર જઇને બેઠા.

'દશેક મીનીટ પછી કોઇએ બારણું ખખડાવ્યું અને આ વખતે અમે એક ગંભીર ભૂલ કરી. એને માટે મ્હને જ ઠપકો ઘટે છે. અમારે જાતે જઇને બારણું ઉઘાડવાને બદલે અમે પેલી નાની છોકરીને બારણું ઉઘાડવા દીધું. તેણે તેની માને કહ્યું: 'બા, કોઇ બે જણ આપણે ત્યાં આવેલા છે, અને તરતજ તે ત્યાંથી નાઠી.

'ફરામજી બારણું ઉઘાડયું અને અમે બેઉ જણ તેની પાછળ દોડ્યા. નાકેની ઓરડીમાં કે જ્યાં એનું રસોડું હતું ત્યાં એ ભરાઇ ગઇ હતી એટલે અમે તેની પાછળ ત્યાં ગયા. પહેલાં તો તેણે તાકીને જોયું પણ તરત જ મ્હને ઓળખીને એને અતિશય નવાઇ લાગી હોય તેમ મ્હને કહ્યું: 'કોણ ત્રિવેદી સાહેબ!'

'તમે કોને ધારીને આમ ચાલી આવ્યાં તે બોલો—' મ્હારા સાથીદારે પૂછ્યું.

'મ્હેં જાણ્યું કે તમે દલાલો હશો, અમારે એક જણ સાથે વાંધો પડ્યો છે.'

'એ માની શકાય એવું નથી.' ફરામજીએ જણાવ્યું. 'અમારી

માન્યતા છે કે તમે ઑફિસમાંથી કેટલાક કિંમતી કાગળો ચોર્યા છે અને તેનો હમણાં નિકાલ કરવાનો તમારો ઇરાદો હતો. તમારે હમણાં ચોકી પર આવવું પડશે.

'એણે ઘણીએ આનાકાની ને આજીજી કરી પણ કાંઇ વળ્યું નહિ અને અમે ગાડી ભાડે કરી એને ચોકીપર લઇ આવ્યા. અમે પહેલાં એના રસોડાની તપાસ કરી હતી પણ ત્યાં કાંઇ ન હતું. ચોકીપર એને તપાસ કરનાર બાઇને સોંપી અને તેણે ઝાડો લીધો પણ કાગળ બાગળ કાંઇ મળ્યું નહિ.

'અને ત્યારેજ મ્હને આ બનાવની ભયંકરતાનો ખ્યાલ આવ્યો. અત્યાર સુધી વિચારના પ્રવાહમાં હું કામ કર્યે ગયો, પણ હવે મ્હારી સ્થિતિનો ખ્યાલ આવતાં હું ધ્રૂજી ઊઠ્યો. એ કાગળો નહિ મળે તો મ્હારી શી સ્થિતિ થશે અને તેનું પરિણામ કેવું વિઘાતક આવશે એ વિચાર મ્હને તે વખતે આવ્યો. મ્હારો સર્વનાશ થઇ ગયો હતો. મ્હારી ભૂલને લીધે મ્હારા કાકાની સ્થિતિ કેવી કફોડી થઇ પડશે અને વખતે એમને કેટલું સહન કરવું પડશે એવા એવા વિચારોમાં મ્હારૂં મગજ ભ્રમિત થઇ ગયું અને મ્હને મૂર્છા આવી. પોલિસે ડૉક્ટરને બોલાવ્યો અને મ્હને તેની સંભાળ અને સારવાર નીચે મૂકવાની કૃપા કરી.

'અને પછી એવીજ અર્ધ ગાંડા જેવી સ્થિતિમાં તેઓ મ્હને અહીં લઇ આવ્યા. મ્હારી પત્ની તથા માતા આ સાંભળીને હેબતાઇ ગયાં. ડૉક્ટરે પોલિસ રિપોર્ટ મેળવ્યો હતો અને તેમાં જરાય આશાજનક તત્વ ન હતું. મ્હારી સાથે મ્હારો સાળો ચુનીલાલ તે વખતે રહેવા આવ્યો હતો અને બંગલાની એક ઓરડી તેને આપેલી હતી. એ ઓરડીમાં મ્હારી પથારી રાખવામાં આવે તો સગવડ વિશેષ જળવાય એમ હોવાથી મ્હને અહીં રાખવામાં આવ્યો, અને ઘણા લાંબા વખતથી આ ઓરડીમાં હું મંદવાડ ભોગવતો પડ્યો છું. એ વાતને આજે સવા બે મહિના

થયા. મ્હારી પત્નીની અને ભલા ડૉક્ટરની માયાળુ ચાકરી તથા સંભાળનો મ્હને લાભ ન મળ્યો હોત તો કોણ જાણે મ્હારૂં શું થાત !

'છેલ્લા ત્રણ દિવસ થયાં મ્હારી સ્મરણ શક્તિ પાછી સતેજ થઇ છે એટલે સૌથી પહેલું તો મ્હેં ફરામજીને તાર કરીને બોલાવ્યા. એમણે મ્હને જણાવ્યું કે એમનાથી બનતું બધુંયે તેઓ કરી ચૂકયા હતા પણ કાંઇ પત્તો ખાધો નથી. જમાદાર તથા તેની સ્ત્રીની સંપૂર્ણ તપાસ અને ચોકસી કરવામાં આવી હતી છતાં પણ કાંઇજ શુભ પરિણામ આવ્યું ન હતુ. પોલિસનો શક તે પછી નાનજી પર હતો પણ તેને આમાં સંડોવાય એવું કાંઇપણ કારણ ન મળવાથી એ વાત પડતી મુકાઇ હતી. આ સાંભળ્યા પછી છેવટે મ્હારો વિચાર આપના તરફ વળ્યો અને મ્હારી છેવટની આશા આપના પર અવલંબી રહી છે. જો આપના તરફથી સંતોષ થાય એવું કાંઇ નહિ થાય તો મ્હારી સ્થિતિ, આબરૂ તથા નોકરી સર્વેની બરબાદી થઇ સમજીશ.'

આટલી વિગતવાર વાત કરતાં કરતાં એ ઘણો થાકી ગયો હતો એટલે તે એકદમ સૂઇ ગયો. જયાગૌરીએ એને કાંઇક ઉત્તેજક દવા આપી. જયંત આ વખતે શાન્ત ચિત્તે વિચાર કરતો બેઠો હતો થોડી વારે તેણે કહ્યું :

'બધી હકીકત એવી સારી રીતે તમે રજૂ કરી છે કે પૂછવા જેવું ઘણું થોડું રહે છે. એક બાબત વિષે હજી ખુલાસાની જરૂર છે અને તે એ કે આપને આ કામ કરવાનું હતું તે વિષેની આપે કોઇ સાથે વાત કરી હતી ?'

'કોઇની સાથે નહિ.'

'આપનાં પત્નીને—'

'નાજી. મ્હને એ કામ સોંપાયા પછી ઑફિસમાંથી બહારજ નીકળ્યો ન હતો.

'અને તમારા કોઇ સંબંધીને એ વાતની ખબર હતી ?'

'કોઇને જ નહિ.'

'તમે મોડી રાત સુધી ઑફિસમાં હતા એ કોઇ જાણતું હતું ?'

'હાજી. મ્હેં ઘેર કહાવ્યું હતું.'

'તમે જમાદાર વિષે કાંઇ વધુ જાણો છો ?'

'એ જૂનો લશ્કરી સિપાઈ હોઇ કેટલાક વખતથી સેક્રેટરિએટમાં છે એ સિવાય વધુ કાંઇ નહિ.'

'કઇ રેજીમેંટમાં એ હતો ?'

'તે મ્હને બરાબર ખબર નથી.'

'હરકત નહિ. એ વિગત હું મેળવી લઇશ. નટવર! પેલું ગુલાબ તો જો!'

એમ કહીને તે ઊઠ્યો અને બહાર જઇને ગુલાબના રોપ પરથી એક સુંદર ગુલાબ ચુંટી લાવ્યો અને તેના તરફ જોવા લાગ્યો. જાણે કોઇ નવી ચીજ પહેલીવાર જોતો હોય તેમ.

'કુદરતની શી અજબ કળા છે! એણે બેનમૂન સૌંદર્ય અને સૌરભવન્તુ ફૂલ માણસ જાતને માટે તૈયાર કરીને ઉપકારની હદ વાળી છે! ખરેખર! નટવર! આપણે પુષ્પ સૃષ્ટિમાંથી ઘણું શીખવાનું હજી બાકી છે.'

મ્હારો મિત્ર પુરૂષોત્તમ અને તેની પત્ની આ સાંભળીને જરા નિરાશ થયાં. જયંત પાસે તેમણે કેવી કેવી આશા રાખી હતી એટલે તેને આવી નજીવી બાબત માટે આમ વાત કરતો જોઇ તેમને અજાયબી અને નિરાશા ઉપજ્યાં.

'આપને લાગે છે કે આનો ભેદ ઉકલી શકશે ?' જયાએ પૂછ્યું.

'એનો ભેદ!' જરા નવાઇ પામીને મુદ્દા પર આવતાં જયંત બોલ્યો 'હા એ હકીકત ભેદ ભરેલી છે તેની ના ન પડાય. પણ હું એ વિષે સંપૂર્ણ વિચાર કરી જોઇશ અને મ્હને

જે મુદ્દા જડતા જશે તે જણાવીશ.'

'આપને કોઇ મુદ્દો જણાય છે?'

'આપની હકીકતમાંથી એકંદર સાત મુદ્દાઓ જડે છે પણ તેમને યોગ્ય રીતે સાંકળવા જોઇએ અને કામ આવે એવા છે કે કેમ તેનો પણ વિચાર કરવો જોઇએ, તે સિવાય તેમની કિંમત ન આંકી શકાય.'

'આપને કોઇના પર શક છે?'

'મ્હારા પોતાના પરજ—'

'શો?'

'કે હું જલદીથી એના નિર્ણય પર આવતો જાઉં છું.'

'એમ! તો પછી એ નિર્ણયો વિષે ખાત્રી કરી જોશો તો ઠીક થશે.'

'આપનું કહેવું યોગ્ય છે. નટવર! હવે આપણે મુંબાઇ જઇએ તો ઠીક, અને સાહેબ! આપને હું નાહક ખોટી આશા આપતો નથી. આપનો કેસ ઘણોજ ખરાબ છે.'

'તમે ફરીથી મળશો ત્યાં સુધી એના એ વિચારથી મ્હારા તાવ ને અશક્તિ નહિ જાય.' ત્રિવેદીએ જણાવ્યું.

'કાલે, આજે આવ્યો હતો તે લોકલમાંજ અહીં આવીશ પણ મ્હારી તપાસનું પરિણામ એટલું આશાજનક નહિ હોય તે આગળથી જ જણાવી દઉં છું.'

'પ્રભુ આપને યશ અપાવશે એવી મ્હને શ્રદ્ધા છે. કોઇ પણ આ વિષે કરવામાં આવે છે તે જોઇને મ્હારી નબળાઇ ભાગી જશે અને સર ત્રિભુવનનો મ્હને કાગળ મળ્યો હતો એ કહેવાનું રહી ગયું.'

'એમ! એ શું લખે છે?'

'એમનું વર્તન ઘાતકી નહિ પણ ઠંડુ હતું. મ્હારૂં માનવું છે કે મ્હારી અચાનક માંદગીને લીધે એ ઘાતકી થતાં અટકયા

હતા. એમણે લખ્યું હતું કે કાગળોની બાબત ઘણીજ મહત્વની હતી અને એમ છતાંય જણાવ્યું હતું કે મ્હારા ભવિષ્ય માટે—એટલે કે મ્હને નોકરીમાંથી બરતરફ કરવા માટે—હું સાજો થઇ યોગ્ય તે ખુલાસો કરૂં નહિ ત્યાં સુધી કાંઇ પણ પગલાં ભરવામાં આવશે નહિ.'

'એ ઠીક કર્યું' કહેવાય અને એમની દરમ્યાનગીરી હોવાથી એવા શુભ વર્તનની આશા રખાય. નટવર! હવે આપણે જવું જોઇએ.'

સ્ટેશન સુધી ચુનીલાલ અમારી સાથે આવ્યો અને અમે તરત જ બોરીવલી લોકલ હાથ લાગી, તેમાં બેસી મુંબાઇ આવવા નીકળ્યા. છેક ગ્રાન્ટરોડ આવ્યું ત્યાં લગી જંયત વિચારમાં ગુંથાયલો હોવાથી કાંઇ બોલ્યો નહિ.

'પેલાં ભાઇ બ્હેન વિષે તારો શો અભિપ્રાય છે?'

'ચુનીલાલ અને જયા વિષે?'

'હાજી'

'બેઉ હેતાળ છે અને ત્રિવેદીની ખડે પગે સેવા કરે છે બીજું શું?'

'પણ નાની બ્હેનને ત્યાં મોટો ભાઇ આમ રહે એ લોકોમાં સારૂં ગણાય ખરૂં?'

'સંજોગો આવા હોય તો રહેવામાં હરકત નહિ, કોઇપણ સંભાળ લેનાર તો જોઇએને—'

'ના વાત એમ નથી. ચુનીલાલ તે પહેલાં ત્યાં રહેતો હતો અને એના ઓરડામાં એ સગવડવાળો હોવાથી ત્રિવેદીની મંદવાડની પથારી હતી.'

'ઠીક. આજે શું કરવા વિચાર રાખ્યો છે?'

'બે ચાર જગ્યાએ પૂછપરછ. આ ગુન્હો જરા વિચિત્ર પ્રકારનો છે. ગુન્હો કરવાનું કારણ જેમ નજીવું તેમ તેની ગુંચ

ઉકેલવાનો શ્રમ વધારે. આનાથી કોને લાભ થવાનો સંભવ છે? વડોદરાનો એલચી કે કાઠિયાવાડનો કોઇ ઠાકોર અથવા તો સર ત્રિભુવન.'

'સર ત્રિભુવન?'

'એ પણ પાક્કો ખેલાડી છે! આમ અચાનક આ કાગળો ગુમ થયાથી એનું કોઇ કામ સરતુ હોય તો એણે આ ત્રાગડો રચ્યો હોય એ ન બનવા જેવી વાત નથી.'

'પણ સર ત્રિભુવન જેવો માણસ આમ ન કરે—'

'એજ તારી ભૂલ છે ને! પણ આપણે એ સર સાહેબને મળીશું અને જે તે નિર્ણયપર આવીશું. એ દરમિયાન મ્હેં મ્હારી તપાસ ક્યારની શરૂ કરી દીધી છે.'

'ક્યારની!'

'હાજી. પારલેથીજ મ્હેં આજનાં છાપાંઓને તાર કરી દીધા અને તેમાં આ જાહેર ખબર છાપવાનો ઓર્ડર આપ્યો છે.' એમ કહીને તેણે કાગળની એક કાપલી મ્હને આપી. તેના પર પેન્સીલથી નીચે મુજબ લખ્યું હતું.

'ઇનામ રૂ. ૧૦૦) નુ—તા. ૨૩ મી મેની રાત્રે પોણા દસ વાગે એક ટૅકસી એપોલો સ્ટ્રીટમાં સૅક્રેટરિએટ પાસે એક જણને લઇ ગઇ હતી. તે ટૅકસીનો ખરો નંબર જણાવનારને ઉપરનુ ઇનામ આપવામાં આવશે. લખો અથવા મળો: ૭૪ : ૨૨૧ પ્રીન્સેસ સ્ટ્રીટ.'

'તારી ખાત્રી છે કે ચોર ટૅકસીમાં બેસીનેજ આવ્યો હતો?'

'એમ ન હોય તોય એનાથી શું નુકશાન થવાનું છે! જો ત્રિવેદીની હકીકત ખરી હોય અને સંતાવા જેવી જગ્યા ન હોય તેમજ કોઇપણ જાતનાં કાદવ બાદવનાં નિશાન ન પડ્યાં હોય તો એવા અનુમાન પર આવવુંજ જોઇએ કે આવનાર પગ પાળે; નહિ પણ ગાડીમાં અથવા ટૅકસીમાં આવ્યો હશે. ગાડીનો ખખડાટ અને ધીમી ગતિને લીધે એ ગયો ત્યારે પકડાય જાત

તે પરથી લાગે છે કે એ ટૅક્સીમાં આવેલ હશે.'

'બનવા જોગ ખરૂં તો ખરૂં'

'એ એક મુદ્દો છે અને એના પરથી કાંઇક જાણવાનું મળી શકશે. બીજો મુદ્દો ઘંટડીનો છે, અને એ ઘણો ગુંચવાડા ભર્યો છે. શા માટે ઘંટડી વગાડવામાં આવી? બહાદુરીનું પ્રદર્શન કરવાને માટે ચોરે એ પગલુ ભર્યું? કે પછી ચોરની સાથે બીજુ કોઇ હતું તેણે ગુન્હો થતો અટકાવવાને એ વગાડી? કે પછી એ અકસ્માતથી જ વગાડાઇ? કે પછી–' એવામાં મરીન લાઇન્સનું સ્ટેશન આવ્યું અને અમે ઉતરી પડ્યા.

અમે થોડા વખતમાં ફરામજીને મળ્યા. તેણે અમારી હકીકત સાંભળી કહ્યું: 'મી. જયંતરાય! આપની કામ કરવાની પદ્ધતિ વિષે મ્હેં આજ અગાઉ ઘણું સાંભળ્યું છે. પોલિસે કરેલી તપાસ અને જહેમતનો તમે ઉપયોગ કરવા માગો છો અને પોતે જશ ખાટી જઇ બીજાને બદનામ કરવા ધારો છો–'

'ઉલટું' જયંતે જણાવ્યું 'મ્હારા છેલ્લા ત્રેપન કેસમાં ફક્ત ચારમાં જ મ્હારૂં નામ આવ્યું છે જ્યારે બાકીના ઓગણ-પચાસમાં પોલિસને જ જશ મળ્યો છે. તમે નવા સવા હોવાથી આ બાબતથી અજાણ હો એ બનવા જોગ છે. આપણે એક બીજાની વિરૂદ્ધ કામ કરવા કરતાં એક સાથે કામ કરીએ તેમાં તમને વધારે લાભ છે.'

'એમ હોય તો સાથે કામ કરવામાં મ્હને પણ આનંદ આવશે. બાકી આ કામમાં તો કાંઇ ઝાઝું કરવામાં આવ્યું નથી.'

'પણ શું કર્યું છે તે તો જરા જણાવો.'

'જમાદાર વિષે તપાસ કરવામાં આવી છે. લશ્કરમાં એ બહુ સારી રીતે વર્ત્યો છે અને એની વિરૂદ્ધ કાંઇજ નથી. એની સ્ત્રી જરા વિચિત્ર છે. મ્હારી ખાત્રી છે કે એ બહાર બતાવે છે તે કરતાં ઘણું વધારે જાણે છે.'

'એની તપાસ કરી છે?'

'એની પાછળ અમારી એક જાસુસને લાગુ કરી છે, પણ એ કાંઇ ઝાઝી ખબર મેળવી શકી નથી.'

'મ્હેં સાંભળ્યું છે કે કોઇ દલાલને–'

'પણ તેમણે એ બધુ પતાવ્યું છે.'

'તો પછી એ પૈસા કયાંથી આવ્યા?'

'એ પણ વાંધા જેવુ નથી. એનું પેન્શન આવવાનું હતું. વરસેક દિવસનું એકઠું થયેલું તે આવ્યા પછી એ બધુ પતાવ્યું.'

'એ પોતેજ ત્રિવેદીએ જમાદારને બોલાવ્યો ત્યારે કેમ આવી હતી તે કાંઇ જણાયું?'

'એનું એમ કહેવું હતું કે એનો ધણી તે વખતે થાકી ગયો હતો અને એની મતલબ તેને જરા આરામ આપવાની હતી.'

'મી ત્રિવેદીએ એને ઊંઘતો જોયો તે વાતને એ પુષ્ટિ આપે છે. એ ઉતાવળે કેમ જતી હતી તે એને પુછ્યું? એની ઉતાવળી ચાલને લીધે પોલિસનું પણ ધ્યાન ખેંચાયું હતું.'

'એનો ખુલાસો એમ હતો કે તે દિવસે એને જરા વધારે મોડુ થયું હતું એટલે એ જલદી જલદી જતી હતી.'

'અને તમારા કરતાં વીસ મીનીટ વહેલી નીકળવા છતાં એ પાછળથી કેમ આવી?'

'એ તફાવત અમે ગાડીમાં ગયા અને એ પગે ચાલતી આવી તેને લીધે પડ્યો એમ એનું કહેવું હતું.'

'ત્યારે એ ઘેર પહોંચતાં વેંતજ રસોડામાં શા માટે દોડી ગઇ?'

'દલાલોને આપવાના પૈસા એણે ત્યાં રાખ્યા હતા તે લેવા માટે.'

'તો પછી દરેક સવાલ માટે એના ખુલાસા તૈયાર લાગે છે. તમે પૂછેલું કે એણે જતી વખતે એપોલો સ્ટ્રીટમાં કોઇને

આંટા ફેરા મારતો જોયો હતો?'

'કોન્સ્ટેબલ સિવાય બીજા કોઇને જોયો ન હતો.'

'તમે એની બરાબર જુબાની લીધી જણાય છે, પછી આપે બીજું શું કર્યું!'

'પેલા નાનજીનો પણ પીછો પકડવામાં આવ્યો છે પણ કાંઇ જ જાણવા જોગ સમાચાર નથી મળ્યા. એની વિરૂદ્ધ કાંઇ હોય એમ લાગતું નથી.'

'બીજું કાંઇ?'

'એ સિવાય તો કંઇ નથી.'

'ઘંટડી શી રીતે વાગી એ વિષે આપે કાંઇ અનુમાન કર્યું છે?'

'એ જરા ઘંઘવે એવો પ્રશ્ન છે. જેણે એ કર્યું તે ઘણો ચાલાક અને ખંધો માણસ હોવો જોઇએ તે સિવાય એવી ખબર આપવાનું સાહસ ન કરે.'

'વાત ખરી છે! આપે પુરી પાડેલી હકીકત માટે આપનો આભાર માનું છું. જો એ માણસને આપના હાથમાં સોંપી શકું એમ હઇશ તો આ વિષયમાં આપને ફરી તસ્દી આપીશ. સાહેબજી. નટવર, હવે આપણે જઇએ.'

'ક્યાં જઇશું?' મ્હેં બહાર નીકળતાં પૂછ્યું.

'સર ત્રિભુવન પાસે.'

અમે નસીબદાર તો ખરા કે સર સાહેબ એમની ચેંબરમાંજ હતા. એમણે અમને આવકાર આપ્યો અને જયંતને હસીને કહ્યું: 'આપનું નામ મ્હેં આ અગાઉ ઘણી વાર સાંભળ્યું હતું, જયન્તરાય! પણ દર્શન આજજ થયાં. આપની મુલાકાતનો હેતુ મ્હારી ધ્યાનમાં છે, એ મ્હારે પહેલેથી જ જણાવી દેવું જોઇએ. કારણ કે આપનું ધ્યાન ખેંચે એવો અહીં એક જ બનાવ બન્યો છે. આપ કોના લાભ માટે કામ કરો છો?'

'મી. પુરૂષોત્તમરાયના' જયન્તે જણાવ્યું.

'ગરીબ બિચારો! અમારો સંબંધ આ બાબતને છે તેના કરતાં વધારે ગંભીર સ્વરૂપ આપે છે. એ આડે આવતે ન હોત તો એ વાત કયારનીએ દબાઇ ગઇ હોત પણ એને લીધે એના પર વધારે પડતું ધ્યાન આપવામાં આવે છે. મ્હારૂં માનવું છે કે એને લીધે પુરૂષોત્તમની કારકીર્દિને ઘણો ધક્કો લાગશે.'

'પણ જો એ કાગળો જડે તો?'

'તો તો જુદી વાત છે.'

'મ્હારે આપને એકાદ બે સવાલ પૂછવાના છે સાહેબ!'

'ઘણી ખુશીથી પૂછો.'

'આપે એની નકલ કરવાની સૂચના પેલા ઓરડામાં જ આપી હતી?'

'હાજી.'

'તો તો આપની વાત બીજા કોઇએ સાંભળી નહિજ હોય.'

'એમજ.'

'એ અગત્યના દસ્તાવેજની આપ નકલ કરાવવા ઇચ્છા રાખો છો એ વિષે આપે કોઇને વાત કરી હતી.'

'નાજી.'

'આપની ખાત્રી છે?'

'પૂરેપૂરી.'

'તો પછી આપે અને પુરૂષોત્તમરાયે કોઇને પણ એ વિષે કાંઇ પણ વાત કરી નથી એટલે ચોરની પધરામણી પણ આકસ્મિક હોવી જોઇએ. તેણે એ કાગળો જોયા અને ઉઠાવ્યા એમજ ને!'

સરસાહેબે હસીને જવાબ આપ્યો: 'એ મ્હારા કરતાં આપના વિષયને લગતી બાબત છે.'

'એવું ખરૂં.' જયંત બોલ્યો: 'બીજો પણ એક મુદ્દો છે. આપનું એમ માનવું છે કે એની વિગતો બહાર પડે તો ઘણુંજ ગંભીર અને માઠું પરિણામ આવે?'

'ઘણું ભયંકર પરિણામ. એની ના ન પડાય.' મોઢાપર દિલગીરીની છાયા સાથે સર સાહેબે જણાવ્યું.

'એવું પરિણામ આવ્યું છે?'

'નાજી. હજી સુધી નથી આવ્યું.'

'આપણે માની લઇએ કે એ કાગળો ગાયકવાડના એલચીના હાથમાં ગયા હોય તો એ લોકો તરફથી આપ કાંઇ પણ હીલચાલની આશા રાખો છો ખરા?'

'મ્હારે રાખવી જ જોઇએ.'

'અને એ વાતને લગભગ અઢી મહિના થયા છતાં આપે કાંઇજ હીલચાલ જોઇ નથી તે ઉપરથી એમ માનવાને પુરતુ કારણ નથી કે એ કાગળો હજી એ લોકોના હાથમાં નથી ગયા?'

સર સાહેબે ખભા ચઢાવીને જવાબ દીધો 'એને લઇ જનાર કાચમાં મઢાવીને ભીંતે ટાંગી રાખવા તો એને નહિજ લઇ ગયો હોય!'

'વખતે એ વધારે કિંમત મેળવવાનો પ્રયત્ન કરતો હોય.'

'હજી જરા વધુ વખત થોભશે તો એની ફૂટી બદામેય નહિ મળે. થોડા વખત પછી એ કોલકરારોનું ખાનગીપણું નહિ જળવાય. વખતે એ પ્રકટ પણ કરવામાં આવે પણ એ રાજ્યદ્વારી બાબત છે અને જરા પણ બહાર ન જવા દેવા મ્હારી તમને ખાસ સૂચના છે.'

'એ ઘણી અગત્યની વાત આપે જણાવી. એ બાબતમાં અમારા તરફથી એક અક્ષર પણ બહાર નહિ પડે તે વાતની આપે ખાત્રી રાખવી. આમ વાત છે તો પછી એમ માનવું પડે કે એ કાગળો ચોર્યા પછી એના ચોરનારને આકસ્મિક

મંદવાડના ભોગ થવું પડ્યું હશે—'

'દાખલા તરીકે મગજને લગતો જ્વર–' જયંત તરફ કાતર દૃષ્ટિએ તાકીને સર સાહેબે પૂછ્યું. એમની મતલબ એ જાણવાની હતી કે જયંતની નજરમાં તે વખતે પુરૂષોત્તમ ગુન્હેગાર દિસતો હતો કે કેમ!

'મ્હારા કહેવાનો આશય એવો નથી સાહેબ! આપનો ઘણો કિંમતી વખત અમે લીધો. હવે અમે રજા લઈએ' એમ કહીને જયંતે રજા માગી.

'આપના પ્રયત્નમાં આપને યશ મળે એમ હું ઇચ્છું છું. પછી ગમે તે ગુન્હેગાર હોય તેની પરવા નહિ. કામકાજ હોય તો ફરીથી પણ મળી જજો જયતંરાય!'

'ગુલાબી માણસ લાગે છે!' અમે બહાર નીકળ્યા એટલે જયતે મ્હને કહ્યું 'એને પણ એના મોભાની ફીકર પડી છે! પેલી જાહેર ખબરનો જવાબ આવે નહિ ત્યાં સુધી હવે કાંઇ જ કરવાનું નથી એટલે નટવર! તારે તારા દરદીઓની તપાસ કરવા જવું હોય તો છૂટ છે. કાલે સવારના મળજે.'

અને અમે છૂટા પડ્યા.

બીજે દિવસે વખતસર હું એને મળ્યો. એની જાહેર ખબરનો કંઇપણ જવાબ આવ્યો ન હતો, અને એ મારફત કંઇક પ્રકાશ પડવાની આશા રાખેલી તે નિષ્ફળ નીવડી હતી એમ એણે મ્હને ખબર આપી, અમે તરત જ પારલે જવા નીકળ્યા.

હજી યે પુરૂષોત્તમ ડૉકટરની સારવાર નીચે હતો, પણ કાલના કરતાં આજે એની તબિયત જરા ઠીક લાગતી હતી. અમે એની પાસે ગયા એટલે એણે બેઠા થઇને અમને આવકાર આપ્યો.

'કંઇ સમાચાર?' એણે પૂછ્યું.

'મ્હારો જવાબ આગળથી જણાવ્યા મુજબ નકારમાં છે,' જયંતે જણાવ્યું 'હું ફરામજીને મળ્યો છું અને આપના

કાકાશ્રીની પણ મુલાકાત લીધી છે તથા તપાસ શરૂ કરી દીધી છે.'

'તો પછી આપ નિરાશ તો નથી જ થયા ને ?'

'જરા પણ નહિ.'

'પ્રભુ આપને યશ અપાવે.' જયાકુમારીએ હર્ષાવેશમાં કહ્યું.

'આપણે જરા હિંમત અને ધીરજ રાખીશું તો સત્ય તરી આવ્યા સિવાય નહિ રહે.'

'અમારે ત્યારે તમને ઘણું કહેવા જેવું છે.' પુરૂષોત્તમે કહ્યું.

'ભલે. મ્હેં થોડી ઘણી આશા રાખી હતી ખરી.'

'એમ ! કાલે જરા એક નવાઇ જેવો બનાવ બન્યો હતો અને વખતે એ ઘણું ગંભીર સ્વરૂપ પણ પકડત.' આટલું કહેતાં તેના ચહેરા પર ઘણો ફેરફાર થયો અને ગંભીર વદને તેણે પૂછ્યું 'આપ જાણો છો કે હું કોઇ બદમાશ ટોળકી—જે મ્હારી આબરૂ તથા જીવ લેવા માગે છે તેમનો—ભોગ થઇ પડ્યો છું ?'

'એમ !'

'એજ જરા નવાઇ જેવું છે કારણ કે મ્હારો કોઇ એવો શત્રુ હૈયાતજ નથી છતાં ગઇ રાતના બનાવ પછી મ્હેં જણાવ્યો તે સિવાય બીજા કોઇ નિર્ણય પર હું આવી શકતો નથી.'

'મ્હને એની વિગત કહો તો—'

'કાલે રાત્રે પહેલીજ વખત આ ઓરડામાં નર્સની ચોકી સિવાય હું એકલો સુતો હતો. મ્હને જરા ઠીક હતું એટલે વિચાર કર્યો કે નાહકની કાં એને તસ્દી આપું ! આખી રાત મ્હારા ઓરડામાં બત્તી બળતી હતી. આશરે બે વાગે હું જરા આછી ઊંઘમાં હતો તે વખતે કંઇક અવાજ થવાથી હું એકદમ ઝબકીને જાગ્યો. એ અવાજ ઉંદર કંઇક કાતરતો હોય એવી જાતનો હતો અને પહેલાં તો મ્હેં એવું જ માન્યું અને જાગતો પડી રહ્યો. એ ધીરે ધીરે વધવા મંડ્યો અને બારીની બહારની

બાજુ કાંઇક ધાતુની ચીજ ખખડવાનો અવાજ હતો એ વિષે હવે શંકાને સ્થાન ન હતું. બહારથી કોઇ બારી ઉઘાડવાનો પ્રયત્ન કરતું હતું.

'દસેક મિનીટ સુધી કાંઇજ અવાજ ન આવ્યો. જાણે બહારનો અવાજ સાંભળી કોઇ જાગ્યું કર્યું છે કે કેમ તે જાણવા એ ઊભો રહ્યો હોય તેમ. પછી જરા ધીમેથી સ્હેજ અવાજ સાથે બારી ઉઘડી. આથી વધારે વખત મ્હારી ધીરજ ન રહી એટલે હું એકદમ પથારીમાંથી કૂદ્યો અને બારી તરફ ગયો. બારીની બહાર એક માણસને મ્હેં જોયો. મ્હને કૂદતો જોઇને એ જીવ લઇને ભાગ્યો એટલે એને હું ભાગ્યે જ ઓળખી શક્યો. એણે શરીરપર કાળુ કાળુ કંઇક ઓઢયું હતું અને મ્હોઢે બુકાની બાંધી હતી. એક બાબતની મ્હારી ખાત્રી છે અને તે એ કે એના હાથમાં કાંઇક હથિયાર હતું. મ્હને એ છરા જેવું જણાયું. એનું પાતું એ જેવો પાછો વળીને નાઠો તેવુંજ મ્હેં ચળકતું જોયું હતું.'

'આ તો બહુ નવાઇ જેવું કહેવાય.!' જયંતે કહ્યું 'પછી આપે શું કર્યું?'

'જો મ્હારામાં પહેલાંના જેવીજ તાકાત હોત તો બારી વાટે કૂદી પડીને એના પીછો પકડત પણ તેમ થાય એવું ન હતું એટલે મ્હેં ઘરમાં બધાને જગાડયાં અને એમ કરતાં કેટલોક વખત લાગ્યો. માળી અને બીજાઓએ પેલા ગુલાબની ક્યારી અને આજુ બાજુ કોઇના પગલાંનાં નિશાન જોયાં પણ પછી ઘાસમાં એ એવાં બેમાલુમ થઇ ગયાં હતાં કે એનો પત્તોજ ન લાગે. દૂર વાડમાં એક જગ્યાએ જરા નીચાણમા છીંડુ પાડેલું છે એટલે ત્યાં થઇને એ આવ્યો હશે એમ એ લોકોનું કહેવું છે. સ્થાનિક પોલિસને આ બાબતની ખબર જ હજી આપી નથી કારણ કે આપનો અભિપ્રાય

જાણ્યા સિવાય આગળ કાંઇજ પગલાં ન લેવાં એવો મ્હારો દૃઢ વિચાર હતો.'

મ્હારા સ્નેહીની આ વાતે જયંત પર ઘણી સારી અસર કરી હોય એમ લાગ્યું. તે ખુરસી પરથી ઊઠ્યો અને આવેશમાં ને આવેશમાં આમ તેમ આંટા મારવા લાગ્યો. એક વાત પર પુરતો વિચાર કરતી વખતે એવા આંટા મારવાની એને ટેવ હતી.

'દુઃખ અને દર્દ પણ મિત્ર સિવાય બહાર પડતાં નથી. એની સાથે એના જોડીદાર હોય હોય ને હોયજ!' પુરૂષોત્તમે હસતાં હસતાં કહ્યું. અલબત્ત, આ બનાવે એને જરા ગભરાવી નાખ્યો હતો એ વાતની ના નહિ, છતાં એનો હસમુખો સ્વભાવ હજી ગયો ન હતો.

'મ્હારી સાથે તમે જરા ઘરની આજુબાજુ જોવા પુરતા બહાર આવી શકો એમ તમને લાગે છે?'

'ખુશીથી, મ્હને ઘણા વખતથી જરા આંટો મારવાની ઇચ્છા થઇ છે પણ હું નીકળ્યો નથી. ચુનીલાલનો ખભે હાથ દઇને હું ખુશીથી ચાલી શકીશ.'

'હું પણ આવું છું.' જયાએ ઉમેર્યું.

'દિલગીર છું કે મ્હારે આપને જ્યાં બેઠાં છો ત્યાંજ બેસી રહેવાની મજબૂત ભલામણ કરવી પડે છે, આપ કૃપા કરી ત્યાંજ બેસી રહેશો તો ઠીક થશે.' જયંતે કહ્યું.

ના ગમતુ હોય તેવું મોઢું કરીને જયા ત્યાંજ બેસી રહી, એનો ભાઇ અમારી સાથે આવ્યો અને અમે ચારે જણ બહાર નીકળ્યા. અમે પેલી બારી આગળ ગયા ત્યાં બહારની બાજુ એણે જણાવ્યા મુજબ ગુલાબની ક્યારી આગળ ઘણાં આછાં પગલાં પડ્યાં હતાં. જયંતે તે બારીકાઇથી નીચા નમીને જોયાં અને ખભા ચઢાવીને ઊભો થયો.

'હું નથી ધારતો કે આના પરથી કોઈ કાંઇ કરી શકે.'

એણે જણાવ્યું: 'આપણે જરા આગળ જઇને જોઇએ તો ખરા કે આજ ઓરડી શા માટે પસંદ કરી? મ્હારા મતે તો દિવાનખાનાની અને રસોડાની પેલી મોટી બારીઓ તરફ એનું ધ્યાન જલદી ખેંચાવું જોઇએ.'

'પણ એ રસ્તા પરથી વધારે સારી રીતે દેખાય છે.' સુનીલાલે સૂચના કરી.

'એમ! બરાબર? પણ આ બારણે કદાચ એણે પ્રયત્ન કર્યો હોય.'

'નાજી. રાત્રે તો ત્યાં તાળુ હોય છે.'

'આ રીતે બીજી કોઇ વખત કંઇ ગોટાળો થયો હતો?'

'નહિ.' પુરૂષોત્તમે કહ્યું

'તમે ઝાઝુ જોખમ તો નથી રાખતા ને?'

'એ બધુ સેફ ડીપોઝીટમાં.'

જયંત અને અમે ઘરની ચારે બાજુ ચક્કર લગાવી આવ્યા. જયંતને જાણવા જેવું કાંઇ ન જડયું હોય એમ એના દેખાવ પરથી જણાતું હતું.'

'અને તમે–' તેણે સુનીલાલને કહ્યું: 'એ વાડમાં છીંડુ પાડી આવ્યો એમ જણાવો છો તે પણ ચાલોને જોઇ લઇએ.'

તે અમને એવી એક જગા તરફ દોરી ગયો. તારની વાડ હતી તેમાંનો એક થાંભલો ભાગેલો તે આડો પડ્યો હતો. જયંતે તે ખેંચી કાઢ્યો અને ધ્યાન દઇને તપાસ્યો.

'તમે એ કાલે રાત્રે ભાગેલો માનો છો? હું નથી ધારતો કે એ કાલે ભાગ્યો હોય.'

'બનવા જોગ છે!'

'અને કોઇ એ કૂદીને પડયું હોય તેવી કે બીજી કોઇ જાતની નિશાની પણ નથી. આમાંથી આપણને કાંઇ કામ જોગુ મળી શકે એમ નથી. ચાલો આપણે પાછા ફરીએ.'

અમે પુરૂષોત્તમવાળા ઓરડા તરફ ફર્યા. પુરૂષોત્તમને ખૂબ ામ પડ્યો હતો, એટલે તે ચુનીલાલને ખભે હાથ મૂકી ધીરે ીરે આવતો હતો. હું ને જયંત જલદી જલદી પેલી બારી ાગળ ગયા અને જયંતે જયાકુમારીને કહ્યું:

'જયાબ્હેન! તમારે આખો દિવસ આ ઓરડામાંજ બેસી હેવાનું છે. ગમે તેમ હોય પણ અહીંથી લગારે ખસવાનું નથી. ા બાબતમાં સ્હેજ પણ ગફલત ન થવી જોઇએ.'

'એમ! પણ કાંઇ કારણ!' જયાકુમારીએ ગભરાઇને પૂછ્યું.

'એ પછી જણાવીશ પણ જુઓ ધ્યાન રાખજો. રાત્રે સૂઇ ાવ ત્યારે બહારથી તાળું મારીને ચાવી તમારી પાસે રાખજો.'

'પણ એ હશેને!' તેણે શરમાઇ ને જણાવ્યું.

'નાજી. પુરૂષોત્તમરાય મ્હારી સાથે મુંબાઇ આવનાર છે.'

'અને મ્હારે આખો વખત આ ઓરડામાંજ રહેવાનું છે?'

'હાજી. એ સિવાય બીજો રસ્તોજ નથી. એમ નહિ કરો ા એમનો બચાવ થવો મુશ્કેલ છે. બોલો, બેસી રહેશોને?'

તેણે ડોકું હલાવીને હા પાડી એટલામાં પેલા બેઉ જણ યાં આવી લાગ્યા.

'ત્યાં કેમ બેસી રહી છે જયા! બહાર આવને—' ચુનીલાલે કહ્યું.

'ના ભાઇ, મ્હારૂં માથું દુઃખે છે તે મ્હને અહીં જ ઠીક લાગે છે.'

'હવે શો વિચાર રાખો છો જયંતરાય!' પુરૂષોત્તમે કહ્યું.

'આ નજીવી બાબતની તપાસની પાછળ વખત ગુમાવવા કરતાં આપણી મૂળ વાત પર વધુ ધ્યાન આપીએ તો ઠીક. જો મ્હારી સાથે આપ મુંબાઇ આવશો તો મ્હારા કામમાં ઘણી સરળતા થશે.'

'હમણાં?'

'બની શકે તેટલા જલદી. કલાક દોઢ કલાક પછી.'

'જો મ્હારી જરૂરીઆત હોય તો મ્હને આવવાને હર: નથી. હું ખુશીથી આવી શકીશ એટલી તાકાત છે—'

'તો તો સારૂ. આપની જરૂરીઆત પુરેપુરી છે.'

'રાત્રે તો પાછા આવવાનું થશે કે નહિ.'

'વખતે રાત રહેવું પડે'

'તો પછી પેલો મ્હારો રાતવાળો સ્નેહી ફરી પાછો મ મળવા આવશે તો પીંજર ખાલી જોશે. એનું પક્ષી ઊડી ગયે જોઇ બિચારો નિરાશ થશે! જયંતરાય! આપની સૂચના મુજ વર્તવા અમે તૈયાર છીએ માટે જે જે કરવા જેવું હોય ખુશીથી જણાવશો. ચુનીલાલ મ્હારી સાથે આવે તો હર: નથાને—એ મ્હને ઉપયોગી થઇ પડશે—'

'ના રે ના! એમને લેવાની જરૂર નથી. નટવર છે એ ચાલશે. એ ડૉકટર છે એટલે વળી વધારે ઉપયોગી થઇ પડ આપને હરકત ન હોય તો આપણે બધા નાસ્તો કરીને જઇએ

નાસ્તાની ગોઠવણ થઇ અને અમે તેને પુરતો ન્યા આપ્યો. જયા આખો વખત પેલા ઓરડામાંજ બેસી ર તેમાંથી તે બહારજ ન નીકળી. મ્હારા મિત્રનો જયાને બેસાડી રાખવાનો હેતુ મ્હારાથી સ્હમજાયો નહિ તો પછી બીચારીને સ્હમજાયજ શી રીતે! છતાં એ એની સૂચનાને પુ માન આપી રહી હતી. થોડા વખતમાં અમે સ્ટેશને આવી પહોંચ અમે બન્ને—હું ને પુરૂષોત્તમ ગાડીમાં બેઠા પછી ઠંડે પેટે જય જણાવ્યું કે એનો વિચાર પારલા છોડી મુંબાઇ આવવાનો હ નહિ. એ સાંભળી અમને બેઉને ઘણી નવાઇ લાગી!

'હું અહીંથી જઉં તે પહેલાં એક બે ન્હાના મુદ્દાઓ [ મ્હારે તપાસ કરવાની છે.' એણે જણાવ્યું. 'આપની ગેરહાજ એ બાબતમાં ઉલટી મ્હને મદદ રૂપ થઇ પડશે. નટવર,

કરીને એમને પ્રિન્સેસ સ્ટ્રીટવાળા આપણા મકાનમાંજ લઇ જજે અને હું આવું ત્યાંસુધી બેઉ જણ ત્યાંજ રહેજો. એટલું ઠીક છે કે તમે બેઉ શાળા સમયના મિત્ર છો એટલે પેટ ભરીને વાતો કરવાનો પુષ્કળ વખત મલશે. ઘણું ખરૂં કાલે સવારે હું વખતસર આવી લાગીશ. આઠેક વાગે આપણે સાથેજ ચહા પીશું.'

'પણ મુંબાઇમાં તપાસ કરવાની હતી તેનું શું!' પુરૂષોત્તમે પૂછ્યું.

'એ કાલે કરીશું. મ્હારે આજે જરા અહીંનું કામ પતાવી લેવું જોઇશે.'

'અને બંગલે જાવ તો ખબર આપજો કે કાલે સાંજના તો હું પાછો આવી જઇશ જ.' ગાડી ઉપડી હતી એટલે બહાર ડોકું કાઢીને પુરૂષોત્તમે કહ્યું.

'હું ભાગ્યેજ કાન્તા કૉટેજ તરફ' ગાડીના ઘોંઘાટમાં જયંતના એટલા શબ્દો સંભળાયા. બાકીના શબ્દો અટકળી શકાય એમ હતું.

મ્હેં ને પુરૂષોત્તમે રસ્તે એના મુદ્દાઓ અને વિગતો વિષે પુષ્કળ વાત કરી પણ જયંતના આ છેલ્લા વલણ માટે કાંઇજ સંતોષકારક નિર્ણય પર અમે આવી ન શકયા.

હું ધારૂં છું કે કાલ રાતની ચોરી વિષે એ વિશેષ વિગતો મેળવવા માગે છે. મારૂં માનવું છે કે કોઇ સાધારણ ચોરનું એ કામ નથી!'

'એમ!'

'ખરેખર! એ ઉપરથી દેખાય છે તે કરતાં કાંઇક વધારે ગુંચવાયલું કોકડું હોય એમ લાગે છે. કોઇ ભયંકર રાજદ્વારી કારસ્તાન હોવાનો મ્હને વ્હેમ છે. એ લોકોએ મ્હારી આજુબાજુ બરાબર જાળ નાખી છે અને તેમની નેમ મ્હારી જીંદગીનો અંત આણવાની લાગે છે. એ જરા તમને વધારે પડતુ લાગશે

એ વાત ખરી પણ બધી બાબતનો વિચાર કરીએ તો કાંઇ એટલુ બધુ વધારો પડતુ એ ન ગણી શકાય. જરા વિચાર તો કરો કે એક ચોર શા માટે જાણી જોઇને મ્હારા સુવાના ઓરડાની બારી ઉઘાડવાનો પ્રયત્ન કરે! એની નજર પહેલીજ બીજા સારા અને માલદાર ઓરડામાં જાય કે સુવાના ઓરડા તરફ? ત્યાં તે એ શા માટે આવે? વળી મારા ઓરડાની બત્તી બળતી હતી છતાં, હાથમાં મોટો છરો લઇને ચોર શા માટે આવે?'

'પણ એનો એ સિવાય બીજો ઉપયોગ કાંઇ નથી થતો?'

'થાય છે એ વાત ખરી. પણ એના સિવાય બીજું કોઇ હથિયાર એની પાસે ન હતું.'

'પણ એકવાર માનીએ કે તમારૂં અનુમાન બરાબર છે તો પછી સવાલ એ છે કે તમારી જ આસપાસ શા માટે જાળ બિછાવવામાં આવે?'

'એજ એક અટપટો સવાલ છે ને!'

'તો પછી જો જયંત આ બાબત પર આવાજ વિચાર કરીને એ માણસને શોધી કાઢવા પ્રયત્ન કરતો હોય તો પેલા કોલકરાર કોણે ચોર્યા તે પણ એ જલદીથી જાણી શકશે. એટલું તો નિર્વિવાદ છે કે એ ટોળીના બે સજ્જનોમાંથી એકે કાગળો ચોર્યા અને બીજાએ આપને મારવાનો પ્રયત્ન કર્યો.'

'પણ જયન્તરાય કોટેજ તરફ જવાના નથીને—'

'હું એને સારી રીતે ઓળખું છું. કાંઇપણ બાબતનો પુરો વિચાર કર્યા સિવાય પગલુ ભરે એવો એ માણસ નથી.'

અને પછી અમારી વાતે જુદુજ વલણ લીધું. જેમ તેમ કરીને અમે આખો દિવસ પસાર કર્યો. સાંજ પડી. પુરૂષોત્તમનું દરદ હજી પુરૂં થયું ન હતુ એટલે એને ઘટતી દવા આપ્યા પછી અમે બેઉ પાછા વાતે વળગ્યા.

'જયંતમાં તને પૂર્ણ શ્રદ્ધા છે?'

'જરૂર. મ્હેં એને ઘણાં હેરત પમાડનારાં પરાક્રમો કરતો જોયો છે.'

'પણ આવા સાવ અંધકારમય કાર્ય પ્રદેશમાં આશાનાં કિરણોનો સંચાર તો નહિ જ કર્યો હોય!'

'ભૂલ થાય છે. આના કરતાં ઘણી ઓછી વિગતવાળા કેસમાં પણ તેણે ઘણીયે વખતે સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો છે. એનાં પરાક્રમો કહેવા બેસું તો સારી રાત વહી જાય તોય પાર ન આવે'

'પણ નટવર, તને આશા છે કે એ મ્હારા કેસમાં સફળ થશે? તું માને છે કે એને એમાં ફતેહ મેળવવાની આશા હશે?'

'એણે કાંઇ કહ્યું નથી.'

'તો તો એ અશુભ નિશાની—'

'એજ ભૂલ છે. જ્યારે એ એક વાતની પાછળ આદુ ખાઇને મંડ્યો હોય છે ત્યારે ભાગ્યેજ વાત કરે છે. પણ આમ મન વાળવાથી કાંઇ વળવાનું નથી એટલે હવે તો એ જે કરે તે કરવા દઇ આપણે ઠંડે પેટે આરામ લઇએ તો ઠીક.'

અને અમે સૂઇ ગયા પણ પુરૂષોત્તમને એના દરદ અને ચિંતાને લીધે સુખે ઊંઘ આવે એ અસંભવિત હતું. મ્હેં પણ એની તબિયત તપાસવામાં તથા એના કેસની વિગતોના વિચારમાં મ્હારી થોડી ઘણી ઊંઘ બગાડી કેટલીક વિગતો બિલકુલ ન સ્હમજાય એવી હતી. જયંત શા માટે પારલે રહ્યો? એવું શું હતું કે એણે જયાને પેલો ઓરડો છોડી જવાની ના પાડી? અને કાન્તા કૉટેજના રહેવાસીઓથી છૂપી રીતે એ પારલે રહેવાનું શા માટે પસંદ કરતો હતો? આ બધી બાબતોના મ્હને સંતોષજનક ખુલાસા ન મળી શક્યા.

સવારે સાત વાગ્યે હું જાગ્યો અને પુરૂષોત્તમને જોયો તો

તે ક્યારનો ઊઠ્યો હતો. એનો પહેલો સવાલ એ હતો કે જયંત આવ્યો હતો કે કેમ?

'એ પોતાના કહ્યા મુજબ બરાબર આઠ વાગે આવશેજ વહેલો પણ નહિ ને મોડો પણ નહિ' મ્હેં જવાબ આપ્યો.

અને મ્હારા શબ્દો ખરા પડ્યા. આઠ વાગ્યા તે વખતે નીચે એક ગાડી આવતી જણાઇ. તેમાં જયંત બેઠો હતો અને તેને હાથે કાંઇ પાટા પીંડી કર્યાં હોય એમ જણાતું હતું.

'કાંઇ વાગ્યું લાગે છે!' પુરૂષોત્તમે કહ્યું: 'મુદ્દો મળ્યો હશે કે મળવાનો હશે.'

'જે હોય તે ખરૂં.'

'પણ કાલે તો એમનો હાથ સાજો સમો હતો ને આજે—

એટલામાં જયંત આવ્યો.

'આ શું થયું? જયંત!' એના હાથ તરફ નજર કરી મ્હેં પૂછ્યું.

'એવું કાંઇ નથી. મ્હારીજ ભૂલથી જરા ઉઝરડો થયો છે મી. પુરૂષોત્તમરાય, તમારો કેસ બહુજ ગુંચવાડા ભર્યો છે!'

'પણ આપ એ છોડી તો નહિ દ્યોને?' એણે અધીરાઇથી પૂછ્યું.

'એ તો કેમ કહેવાય! પણ મ્હને બહુજ નવા અનુભવો મળતા જાય છે.'

'એ તો તારા પાટા પીંડીજ કહી આપે છે.' મ્હેં ઉમેર્યું.

'નટવર, મ્હને તો ભૂખ લાગી છે. પેલા, ગાંઠિયા ને ચેવડાના ડબ્બા લાવ તો. કાલે આખી રાત હેરાન થવું પડ્યું.'

અમે ઘણી વખત જામનગરથી ગાંઠિયા મંગાવી રાખતા અને વડોદરાથી ચેવડો આવતો તે ઘણા વખતે ઉપયોગમાં લેતા હું ઊઠ્યો એટલે એ પણ ઊઠ્યો અને જોડેના ઓરડામાંથી મગજનો ડબ્બો લઇ આવ્યો.

ચહા આવી અને અમે ત્રણે જણા પીવા મંડયા. ગાંઠિયા કાઢયા હતા તે અને ચેવડાને અમે બરાબર ન્યાય આપવા માંડયો. પણ પુરૂષોત્તમ બહુ ઉદાસ હતો. એનું કામ પાકશે કે નહિ તેની એને શંકા લાગતી હતી એટલે એ કાંઇ બરાબર લેતો ન હતો.

'આમાંથી મગજ કાઢો તો મી. પુરૂષોત્તમરાય! મ્હારો હાથ ઠીક નથી એટલે ડબ્બો નહિ ઉઘડે.'

'લાવને હું ઉઘાડું' મ્હેં કહ્યું.

'તારા મિત્ર વસાઇ નહિ જાય!'

અને પુરૂષોત્તમે એ ડબ્બો ઉઘાડયો. ભુરા રંગના કાગળીઆનું ગુંચળુ એમાંથી ટેબલ પર નીકળી પડયું. પુરૂષોત્તમે તે ઉપાડી લીધું અને તેને જોતાં વેંત જ તે એની આરામ ખુરસી પર ફસકાઇને પડયો.

એનો ખભો થાબડતાં જયંતે કહ્યું: 'આ બધું તમને નવાઇ જેવું લાગતું હતું પણ, નટવર મ્હારા સ્વભાવ વિષે આપને પૂરતુ કહી શકશે. આવું કાંઇ કર્યા સિવાય મ્હને ચેનજ નથી પડતું.'

પુરૂષોત્તમે એનો હાથ ઝાલ્યો અને ઘણી નમ્રતાથી બોલ્યો: 'પ્રભુ આપનું ભલું કરો. આખરે આપે મ્હારી આબરૂ બચાવી!'

'એમ ન થાત તો મ્હારી જ આબરૂ જતી હતી. કામમાં નિષ્ફળતા મળે એ મ્હને માથાવાઢ જેવું લાગે છે!'

પુરૂષોત્તમે પેલાં કાગળિયાં એનાં કોટના અંદરના ખીસ્સામાં મૂકી દીધાં.

'આપને નાસ્તો કરતાં હરકત કરવાનું દિલ નથી થતું પણ આ કાગળો કઇ રીતે મળ્યા તે જાણવાની મ્હારી આતુરતા હવે દબાવી શકાતી નથી.'

જયંતે જલદી જલદી ચહા પી લીધી અને એનું દાસ્તાન

શરૂ કર્યું.

તમારાથી છૂટો પડયા પછી હું અંધેરી અને વેસાવા ગયો અને દરિયા કિનારે પડયા પડયા શું કરવું તે સંબંધે પૂરતો વિચાર કર્યો. સાંજ પડયા પહેલાં મ્હારે પારલે જવું ન હતું એટલે આખો દિવસ એમ રખડવામાં વીતાવ્યો. અંધારૂં થયે હું પારલે આવ્યો અને અવરજવર બંધ પડયા પછી કાન્તા કૉટેજ નજીક ગયો અને વાડ કૂદીને અંદર ગયો—'

'પણ દરવાજો તો ઉઘાડો હોય છે.' પુરૂષોત્તમે જણાવ્યું.

'હા, પણ આ રીતે જવાનું મ્હને કારણ હતું પેલાં ત્રણ આંબાનાં ઝાડ છે તે જગ્યા મ્હેં પસંદ કરી અને બંગલામાંથી કોઇ પણ મ્હને જોઇ ન શકે એવી રીતે હું સંતાયો, અને વખતો વખત આજુ બાજુની ડાળીઓ ખસેડી ને ધ્યાન દઇને જોવા લાગ્યો મ્હારે તમારા સુવાના ઓરડા પર દેખરેખ રાખવાની હતી

'જયાબ્હેન એ ઓરડામાં બેઠાં બેઠાં વાંચતાં હતાં તે હું જોઇ શકતો હતો. સવાદસ વાગે એમણે વાંચવું બંધ કર્યું ને શટર્સ બંધ કર્યાં અને બારણું બંધ કરી તાળું માર્યું.

'હાજી. મ્હેં એમ કરવાની સૂચના આપી હતી અને એની ચાવી પણ પોતાની પાસેજ રાખવાને કહ્યું હતું. તેમણે મ્હારા કહેવા પ્રમાણે બધું કામ બરાબર કર્યું હતું. જો એમ ન થયું હોત તો આ કાગળો આપને નજ મળી શકત, એ ગયાં એટલે એ ઓરડામાં દિવો બિવો કાંઇજ ન હતું.

'રાત્રિ સુંદર હતી, પણ એ ઝાડપર બેઠાં બેઠાં વીતાવવાની એટલે એની સુંદરતા માણવાનું કયાં ને કયાંય જતુ રહેતું. નટવર, એ રીતે આંખો તાણતા બેસી રહેતાં ભારે કંટાળો આવે એ સ્હમજી શકાય એવી વાત છે. આમ બેઠાં બેઠાં કેમે કર્યો સમય પસાર થતો નથી અને એક પહોર એક ભવ જેટલો લાંબો

ાગે છે.

'બે એક વાગ્યે બારણાનો આગળો ઉઘડતો હોય એવો અવાજ આવ્યો અને થોડીવારે બાજુનું નાનું બારણું ઉઘડયું. ચુનીલાલ તરતજ બહાર નીકળ્યો એમ ચાંદનીમાં મ્હેં જોયું.'

'ચુનીલાલ !'

'હાજી. એમનું માથુ ખૂલ્લું હતું અને આખા શરીરે કાળુ કપડું ઓઢી લીધું હતું અને વખત આવે મોઢુ પણ એમાં ઢાંકી દેવાય એમ હતું. એ ભીંતને અડીને બહુજ ધીરેથી જરા પણ અવાજ ન થાય એવી રીતે પગના ચાપાપર ચાલતો હતો. જ્યારે એ તમારા સૂવાના ઓરડાની બારી પાસે પહોંચ્યો ત્યારે એણે પોતાની પાસેના લાંબા છરા વતી એના 'બોલ્ટ' ઉઘાડ્યા અને બારી ઉઘાડી નાખી ને અંદર ગયો.

'હું સંતાયો હતો ત્યાંથી એની દરેક હીલચાલ બરાબર જોઇ શકાતી હતી. એણે અંદર જઇને એ મીણબત્તી સળગાવી અને ધીરે રહીને ગાલીચાનો એક છેડો ઉંચો કર્યો. એણે તેની નીચેના ટાઇલમાંથી એક ચોખંડો પુઠાનો કકડો ઉપાડ્યો. પ્લમ્બરો જે નળીઓનું જોડાણ કરતી વખતે વાપરે છે તે જાતનો એ હોવાનું મ્હારૂં અનુમાન છે એની નીચે નળનું જોડાણ હોઇ ત્યાં T) જેવો પાઇપ છે, તેમાંથી એણે કાંઇક કાઢયું. પાછુ બધું બરાબર ગોઠવી દીધું. ગાલીચો બરાબર ગોઠવી દીધો અને મીણબત્તી બુઝાવી નાખી પછી બારી વાટે સીધો આવીને એ મ્હારા હાથમાં જકડાયો હું એની વાટ જોતો બહાર ઊભો હતો અને એને મ્હેં પકડી લીધો.

'હું ધારતો હતો તેના કરતાં એ જરા વધારે હરામખોર નીકળ્યો. એ એનો છરો લઇ મ્હારા પર તૂટી પડ્યો અને એને બરાબર જકડતાં મ્હને જરા મહેનત પડી. એની આંખોમાં ખૂન હતું અને લાગ ફાવે તો ખૂન કરવા જેટલો એ ઉશ્કેરાઇ ગયો.

હતો પણ એના હાથમાંથી છરો ઝુંટાવી લીધા પછી મ્હેં એને રીતસર જે કહ્યું તે સાંભળવા પૂરતુ એણે ડહાપણ વાપર્યું, અને મ્હને પેલા કાગળો આપી દીધા. એ મળ્યા એટલે મ્હેં એને જવા દીધો, પણ એની વિગતવાર હકીકત ફરામજીને મોકલી આપી છે. જો ફરામજીમાં ચાલાકી હોય તો એને પકડે નહિ તો કાંઇ નહિ! પણ મ્હારૂ માનવું છે કે એ કાંઇપણ વહેવારૂ પગલું ભરે તે પહેલાં તો એનું પક્ષી આબાદ ઊડી ગયું હશે અને પીંજરુ ખાલી હશે. એમ થયું હોય તોયે કાંઇ ખોટું નથી. સર ત્રિભુવન કે મી. પુરૂષોત્તમરાય આવા વરઘોડા પોલિસ કોર્ટે ચઢે તેનાથી વિરૂદ્ધ હોય એ સ્વાભાવિક છે.'

'અરે! ભલા ભગવાન!' પુરૂષોત્તમે કહ્યું: 'ત્યારે છેલ્લા અઢી મહિના થયા આ કાગળો મ્હારા જ સૂવાના ઓરડામાં હતા એમ તમે કહો છો?'

'એમ જ હતું'

'અને ચુનીલાલ! ચુનીલાલેજ એ ચોર્યાં હતા!'

'હાસ્તો. એની ચાલચલકત દેખાય છે તેના કરતાં જરા વધારે ઊંડી છે. એણે શેરબજારમાં હમણાં ખૂબ ગુમાવ્યું છે અને પુષ્કળ દેવુ કર્યું છે. તે ભરપાઇ કરવા એ ગમે તેવું કામ કરવા તૈયાર થાય તેમાં નવાઇ નથી. એ ઘણોજ સ્વાર્થી હોઇ એનું પોતાનું ભલું થતુ હોય તો ગમે તેને હોમવા એ આડો અવળો વિચાર કરે એવો નથી. એવી એને તક મળી અને તેનો લાભ લેવા ખાતર તમારી આબરૂ અને જીંદગીની પણ એણે દરકાર ન કરી.'

'મ્હારૂં માથુ ભમે છે!' પુરૂષોત્તમે કહ્યું.

મ્હેં એને જરા એમોનિઆ સુંઘાડયું અને જયંતે આગળ ચલાવ્યું.

'તમારા કેસમાં મુખ્ય અડચણ એ હતી કે ઘણી બાબતો

એકી સાથે સેળભેળ થયેલી હતી. જે ઉપયોગી હતું તેની સાથે પણ ઘણું નિરૂપયોગી હતું તે મળી ગયું હતું. તમે જણાવેલી સત્તર વાતોમાંથી ઉપયોગી હકીકત તારવી લઇને તેના ઉપર મ્હારે વિચાર કરવાનો હતો અને કડીઓ ગોઠવવાની હતી. તમે અને ચુનીલાલ તે દિવસે સાથે ઘેર જવાના હતા તે વાત પરથી મ્હને તેના પર વહેમ આવ્યો હતો કે વખતે એ તમને બોલાવવા આવ્યો હોય. અને જ્યારે મ્હેં સાંભળ્યું કે કોઇક તમારા સૂવાના ઓરડામાં આવવાનો પ્રયત્ન કરતું હતું ત્યારે મ્હને લાગ્યું કે એ ઓરડો ઘણું ખરૂં ચુનીલાલના વપરાશમાં હતો એટલે એણેજ કાંઇ સંતાડ્યું હોવું જોઇએ અને તે રાત્રે તમે એકલાજ એ ઓરડામાં હોવાથી તે કાઢવાનો એણે પ્રયત્ન કર્યો હોવો જોઇએ એવી મ્હારી પાકકી માન્યતા થઇ. આખો વખત નર્સની ત્યાં ચોકી રહેતી હતી પણ તે દિવસે તમે એકલા સૂઇ ગયા હતા અને એ વાતની એને ખબર હોવાથી તમે ઊંઘી ગયા હશો એમ માનીને એ રાતના વખતે ત્યાં આવ્યો હશે એમ મ્હેં પાકે પાયે અનુમાન કર્યું. અને એ અનુમાન ખરૂં ઠરે છે. તમારા કેસની વિગતો આ રીતે છેઃ

'ચુનીલાલ એપોલો સ્ટ્રીટવાળે દરવાજે થઇને દાખલ થયો અને તમે જમાદારની ઓરડીમાં ગયા તે વખતે ત્યાંથી વટાયો. તમારા ઓરડામાં જઇને કોઇને ન જોવાથી તેણે ઘંટડી વગાડવા ઝટન દાબ્યું. તે વખતે એની નજર ટેબલ પર પડેલા કાગળો પર પડી. એણે એ કાગળો ઓળખ્યા અને મળેલી તકનો લાભ લેવાનો વિચાર કર્યો અને એ કાગળો ખીસ્સામાં મૂકી બ્રુસ લેનને રસ્તે ચાલતી પકડી. જમાદાર એની ઊંઘમાંથી જાગે, ઘંટડી તરફ તમારૂં ધ્યાન ખેંચે અને તમે બેઉ જણ જઇને તપાસ કરો તે પહેલાં તો એ ક્યારનોયે પસાર થઇ ગયો હતો.

'એ તરત જ પારલે આવ્યો અને કાગળો તપાસ્યા તો તે

બહુ જ કિંમતી જણાયા. એણે તે સંતાડવા માટે જગ્યા શોધી અને કામચલાઉ જગ્યાએ તે સંતાડયા. એનો ઇરાદો એક બે દિવસ પછી તે બહાર કાઢીને વેચવાનો અને બને તેટલી વધુ કિંમત ઉપજાવવાનો હતો. પછી તમે એકાએક આવ્યા અને તે પણ નખાઇ ગયેલા. એને પોતાનો ઓરડો ખાલી કરીને તમને આપવો પડયો એટલે પેલા કાગળો ત્યાંના ત્યાંજ રહ્યા. સતત ચોકી રહેતી હોવાથી એનાથી તે ખસેડાયા નહિ. છેવટે તમે એકલા હતા ત્યારે ઊંઘી ગયા જાણી એણે પ્રયત્ન કર્યો અને પછીનાં પરિણામ વિષે હું પૂરતુ વિવેચન કરી ગયો છું. તે રાત્રે પણ જો તમે દવાનો છેલ્લો ડોઝ લીધો હોત તો એનું કામ બરાબર પાર પડત કારણ કે એણે તેમાં 'બ્રોમાઇડ' ઘણા થોડા પ્રમાણમાં મેળવ્યું હતું પણ કમનસીબે તે ડોઝ તમે લીધેલો નહિ એટલે એનો પ્રયત્ન નિષ્ફળ ગયો. અને પછી પહેલી તકે એ ફરી પ્રયત્ન કર્યા સિવાય નહિ જ રહે એવી મ્હારી માન્યતા હતી એટલે એને સગવડ કરી આપવા મ્હેં તમને અહીં મોકલી દીધા અને એનો રસ્તો સાફ કરી આપ્યો. મ્હારી ધારણા મુજબ એણે ફરી પ્રયત્ન કર્યો અને પકડાયો.'

'પણ પહેલી વખતે એણે બારીએથી આવવા શા માટે પ્રયત્ન કર્યો. બારણું ઉઘાડી ન શકત ?'

'પણ એ રસ્તે આવતાં સાત ઠેકાણે પકડાઇ જવાની ધાસ્તી હતી એટલે એણે એ રસ્તો લીધો. બીજું કાંઇ ?'

'એનો ખૂન કરવાનો ઇરાદો તો નહિ જ હોય કારણ કે છરો વખતે ઓજાર તરિકે વાપરવા માટે જ રાખ્યો હશે ખરું ને ?'

'સંભવિત છે ખરું પણ એનો વિશ્વાસ ન કરી શકાય. વખત આવે એ ખૂન કરતાં પાછું પણ ન જ જુએ.'

☆

# સ્હેજ ભૂલ

ભઠિયાર ગલીને નાકે અલીમીયાં જરીપુરાણાવાલાની દુકાન આવેલી હતી.

વર્ષો થયાં બુઢ્ઢો અલીમીયાં જૂના જમાનાની દેશ દેશની નવાઇની ચીજો વેચવા માટે જાણીતો હતો અને એની દુકાન એવી પુરાણી વસ્તુઓ માટે પ્રખ્યાત હતી.

જાત જાતના ઘડિયાળો, જૂનાં પુરાણાં વિવિધ પ્રકારનાં હથિયારો, એનમૂન કારીગરીવાળાં વાસણો, પુરાણી મૂર્તિઓ, અને એવી જાત જાતની ચીજોથી એની દુકાન ભરેલી હતી.

એક દહાડો સવારે અલીમીયાંની દુકાન આગળથી પસાર થતા પોલિસના સિપાઇની નજર મીયાંની દુકાન પર પડી. દુકાનનાં બારણાં ખુલ્લાં હતાં તે જોઇને એને નવાઇ લાગી. એણે અંદર ડોકીયું કર્યું તો અલીમીયાં આરામ ખુરસી પર બેઠો બેઠો છાપું વાંચતાં વાંચતાં મરી ગયો હતો. એના ચહેરા ઉપર

સંપૂર્ણ શાંત હતી અને એના હાથમાં છાપું હતું: તે પર નજર હશે અને હૃદય બંધ થયું હશે એમ લાગતું હતું. ડૉકટરે પણ એવો જ અભિપ્રાય આપ્યો.

પણ એ છતાંયે ડિટેક્ટીવ ઇન્સ્પેક્ટર દીવાનજીનું મન માનતું ન હતું. એણે જ્યારે અલીમીયાંને જોયો ત્યારે એને લાગ્યું કે ડોસો કુદરતી મરણને શરણ થયો નહોતો, કંઇક ભેદ હતો. એ ભેદ શો હતો તે એકદમ કહેવું એને માટે પણ મુસ્કેલ હતું છતાં મરણ કુદરતી સંજોગોમાં થયું છે એ માનવાને એનું અંતઃકરણ ના પાડતું હતું. દીવાનજીએ અલીમીયાંની દુકાન તપાસી પણ એનો સામાન એટલો બધો ખડકાયલો હતો કે શું ગયું ને શું નહિ તે જણાય એમ ન હતું. અને અલીમીયાં સિવાય કોઇને પણ કોઇ પણ ચીજની કિંમત અથવા દુકાનમાં શું છે ને શું નહિ તેની ગતાગમ પડે એવું હતું નહિ એટલે દીવાનજીનો પ્રયત્ન નિષ્ફળ જાય એમાં નવાઇ જેવું કંઇજ ન હતું.

પણ એવી નિષ્ફળતાથી હારી જાય એવો એ દીવાનજી ન હતો. એણે પોતાની તપાસ જારી રાખી. એ અલીમીયાંના ઘરાકો સાથે ભળવા લાગ્યો અને અવારનવાર દુકાને જઇને બેસવા લાગ્યો. એક દહાડો વિજળીના ચમકારાની પેઠે એને થોડીક જાણવાજોગ ખબર મળી.

બે ત્રણ ઘરાકો ઠંડે કલેજે વાત કરતા હતા અને વાત ઉપર વાત નીકળતાં તેઓ અલીમીયાંના ગુણદોષ ઉપર ઉતરી પડ્યા હતા.

‘બુઢ્ઢો એટલો હુશિયાર હતો કે ગમે તે પુરાણી ચીજ આપો તો પણ એ શું છે ને શું નહિ ને કેટલી કિંમતનું છે તે તરત જ કહી દે.’ એક જણે કહ્યું.

‘અને પાછો માણસ સીધો’ બીજે ટાપશી પૂરી.

‘ખરેખર! એ બહુ પૈસા કમાયો હોવો જોઇએ.’

'નવાઇ જેવું તો એ છે કે એને એક અક્ષરેય લખતાં કે વાંચતાં આવડતો ન હતો.' ત્રીજો બોલ્યો. 'છતાં એણે ખાસ્સી મિલ્કત પેદા કરી.'

'એ તો નવાઇ જેવું.' બીજાએ કહ્યું.

'પણ હું ખરી ખાત્રીથી જાણું છું ને.' ત્રીજાએ અનુભવની વાત રજૂ કરી. 'અલી ડોસો બિલકુલ ભણેલોજ નહિ ને!'

દીવાનજીએ તે સાંભળ્યું.

તે તરતજ પોતાના ઉપરી અધિકારી પાસે ગયો અને કહ્યું:

'અલીમીયાંનું ખૂન થયું હતું.'

'એ તમે શા ઉપરથી કહો છો?' ઉપરીએ પૂછ્યું.

'એને લખતાં કે વાંચતાં બિલકુલ આવતું ન હતું તે ઉપરથી.'

એ જવાબ સાંભળીને ઉપરી મુંઝવણમાં પડયો. ખૂન સાથે આ બાબતનો શો સંબંધ?

'એને લખતાં કે વાંચતાં આવડતું ન હતું તેથી એનું ખૂન થયું? એ કેમ બને?' એણે સામો સવાલ કર્યો.

'ના, ના, એમ નહિ.' દીવાનજીએ સમજાવવા માંડયું. 'પણ એને લખતાં કે વાંચતાં આવડતું ન હતું એ બાબતની નિર્ણયાત્મક ખબર ઉપરથી એ પૂરવાર થઇ શકે છે કે એનું ખૂન થયું છે.'

'તે કેવી રીતે?'

'એ મરણ પામ્યો ત્યારે એના હાથમાં છાપું હતું અને તે વાંચતાં વાંચતાં એ મરી ગયો હતો.'

એ સાંભળીને એને કૈંક સમજ પડી.

'એમ બાબત છે!' એણે કહ્યું. 'હવે સમજાયું.'

અને એ બેઉને દિવા જેવુ દેખાવા લાગ્યું કે અલીમીયાંની દુકાનમાં ચોર પેસે છે અને અલીમીયાંને મારી નાખે છે પછી એને આરામખુરશીમાં બેસાડી એના હાથમાં છાપું આપે છે

ને કુદરતી રીતે છાપું વાંચતાં એ મરી ગયો હોય એવો દેખાવ કરે છે અને પછી દુકાનની કિંમતી ચીજો ચોરી જાય છે. એ વિચાર આવ્યા પછી એમણે અલીમીયાંના શબની ફરીથી દાક્તરી તપાસ કરાવી અને તેમાં એમની ખાત્રી થઇ કે મરનારને ગુંગળાવીને મારી નાખવામાં આવ્યો હતો અને એના ગળાપર આછાં નિશાન પણ જણાતાં હતાં.

તે પછી દુકાનની અંદરનો માલ બારીકાઇથી તપાસતાં જણાયું કે જે જે કિંમતી વસ્તુ હતી તે ઉપડી ગઇ હતી તે ઉપરાંત કેટલાક કિંમતી કાગળિયાં પણ ગુમ થયાં હતાં. આ ઉપરથી એમની ખાત્રી થઇ કે અલીમીયાંનું મરણ કુદરતી સંજોગોમાં નહિ પણ કોઇ હરામખોરને હાથેજ નીપજ્યું હતું અને તે દુકાનમાંનો કિંમતી અવેજ ચોરી ગયો હતો.

દીવાનજીએ એ હરામખોર કે હરામખોરોને પકડવા સારાયે શહેર ફરતી જાળ બીછાવી અને એક પછી એક એમ શકમંદ માણસોને બરાબર તપાસી જોયાં પણ એનું કંઇ જાણવાજોગ પરિણામ આવ્યું નહિ. એક પછી એક એમ ઘણા દહાડા અને પછી તો મહિના પણ વીતવા લાગ્યા છતાં ગુન્હેગાર દુનિયામાંથી જોઇતી વ્યક્તિ દીવાનજીને હાથ લાગી નહિ અને અલીમીયાંના મરણનો કોયડો અણઉકલ્યો રહ્યો

એક દિવસ દીવાનજીને પોતાના કોઇ ઓળખીતાનો તાર મળ્યો અને એને બહારગામ જવું પડયું. એના એ સંબધીની તિજોરી તૂટી હતી અને અંદરની ચલણી નોટો, સરકારી લોનો અને શેરોનાં કાગળિયાં ગૂમ થયાં હતાં. દીવાનજીએ જઇને જોયું તો ગૂમ થયેલી ચીજોનું વિગતવાર લીસ્ટ ઘણું લાંબુ હતું પણ એ ચીજો એવી હતી કે એને વેચવાને સ્હેજ પણ પ્રયત્ન કરે તે પહેલાં બરાબર જાળ બીછાવી હોય તો ખબર પડયા વિના ન રહે અને એવી જાળ બીછાવવી એ દીવાનજીને મન રમત

વાત હતી.

દીવાનજીએ તાબડતોબ ઘટતાં પગલાં ભર્યાં. બે દિવસ સુધી તો કંઈ જણાયું નહિ. પણ ત્રીજે દિવસે વિઠ્ઠલરાવ ઘાટે નામનો એક જાણીતો હરામખોર ખાનગી રીતે ચોરાયલી ચીજનું વેચાણ કરવા પ્રયત્ન કરતો જણાયો.

દીવાનજીએ એને પકડવા માટે છટકું ગોઠવ્યું અને વિઠ્ઠલ એમાં આબાદ સપડાયો. એ સપડાયો એટલે દીવાનજીએ સૌથી પહેલું કામ એની પાસેથી ચોરેલો માલ મેળવી લેવાનું કર્યું અને એ કામ દરમિયાન એને હાથ એક ચિઠ્ઠી મળી આવી. એ ચિઠ્ઠી બાજીરાવ ફડકેના ઉપર લખેલી હતી: એમાં જાણવાજોગ કંઈ ન હતું પણ દીવાનજીને એને એમને એમ છોડી દેવાનું ઠીક લાગ્યું નહિ. બાજીરાવ ફડકે એ વખતે જેલમાં હતો. દીવાનજીએ એને બોલાવ્યો અને એના ચહેરા પર પુરતો પ્રકાશ પડે એવી રીતે પોતાની ઓફિસમાં એક બારી આગળ બેસાડ્યો. પોતે ઘણા કામમાં હોય એવો દેખાવ કરીને દિવાનજીએ એના ચહેરા પર બારીક નજર રાખવા માંડી.

થોડી વારે આગળથી કરેલી ગોઠવણ મુજબ બે સિપાઈઓ વિઠ્ઠલ ઘાટેને હાથમાં હાથકડી પહેરાવીને બહારથી લઈ ગયા. બાજીરાવે પોતાના સાથીદારને હાથકડી સાથે જતાં જોયો એટલે એ ચમકી ઊઠ્યો. એની નવાઈનો પાર ન રહ્યો.

દીવાનજીએ એ જોયું અને બે જણ વચ્ચે કંઈક છૂપી વાત કે મસલત છે તે બાબતની એને ખાત્રી થઈ એટલે એ ઠંડે કલેજે બોલ્યો:

'આલા કા લક્ષ્યાત? બધો ખેલ ખલાસ થઈ ગયો છે.'

બાજીરાવ બેબાકળો થઈ ગયો. એને કંઠે શોષ પડતો લાગ્યો.

'ખે...ખે...ખેલ ખલાસ!

'હાસ્તો. હવે બધું છૂપાવવું નકામું છે.' દીવાનજીએ

ચપળતાથી ઉમેર્યું.

'એ...એ...એણે–'

'બધું કબુલ કરી દીધું છે!'

'એમ?' આતુરતાથી જોતાં બાજીરાવે પૂછ્યું.

'બધું કબૂલ કર્યું?'

'રજેરજ.'

'છતાં એણે એ કામનો ટોપલો મ્હારે માથે નાખ્યો હશે.'

'એમ જ.'

'ખરી વાત એમ નથી.'

'ત્યારે—'

'એ એનું જ કામ હતું.'

બાજીરાવે ખાત્રીથી માની લીધું કે વિઠ્ઠલે એને ઉઘાડો પાડ્યો હતો. અને એને માથે ખૂનનું આળ ચઢાવ્યું હતું એટલે એ બોલ્યો:

'અલીમીયાંની દુકાન લૂટવાની સૂચના વિઠ્ઠલની હતી. એના કહેવાથી હું સાથે ગયો. અમારો અલીમીયાંને મારી નાખવાનો વિચારજ નહોતો પણ વિઠ્ઠલે એને જરા વધારે હચમચાવ્યો અને હદ કરતાં વધે ગળું દબાઇ ગયું તેથી એ મરી ગયો: એટલે અમે બેઉ ખૂબ ગભરાયા. પછી તો ઝટઝટ જે કૈં લેવા જેવું હતું તે લઇ લીધું અને મડદાનું શું કરવું તેની ચિંતામાં પડયા. એના શરીર પર કોઇ પણ જાતનાં ચિન્હ ન કરતાં એટલે અમે એને આરામખુરશીમાં બેસાડ્યો. એ ત્યાં બેઠો બેઠો મરી ગયો હશે એ કોઇને પણ માનતાં અડચણ આવે એવું ન હતું; અને લોકો એ જરૂર માની લે એમાં શંકા ન હતી. એના હાથમાં છાપું મુકવાનો વિચાર એકાએક વિઠ્ઠલને આવ્યો અને એણે પોતાના ખીસ્સામાંથી છાપું કાઢીને અલીમીયાંના હાથમાં મુકયું. એ ઉપરથી કોઇને

ભાગ્યેજ શંકા જાય કે એનું મરણ કુદરતી નહિ હોય ! પોતાની એ ચાલાકી ઉપર તો એ વરસમાં બાવીશ વાર વિઠ્ઠલે બડાશ મારી હશે અને પોતાના ફળદ્રુપ ભેજા માટે અભિમાનથી વાત કરી હશે !

અને એની એ ચાલાકી જ એને ભારે પડી. એ એકજ અસંગતિએ અલીમીયાંના મરણનો ભેદ ઉકેલવામાં ભારે ભાગ ભજવ્યો અને એના ખૂનીઓને ઘટતે ફેજે પહોંચાડ્યા.

અસંગતિ વંધ્યા ન રહી.



# બે પક્ષી: એક કાંકરે

'જયંતભાઈ! મ્હારા કાકા આવ્યા છે.' અમારા પાડોશી ભગવાનજીએ કહ્યું.

'એમને બોલાવોને' જયંતે જણાવ્યું.

જયંત અને પ્રાણશંકર પંડિતજી એ બે મ્હારા પરમ મિત્રો છે.

જયંતે ગુન્હાશોધનમાં નામ કાઢ્યું છે, અને એ તે વિષયનો નિષ્ણાત છે. એણે અનેક ગુન્હાઓના ઉકેલ અને નિકાલ સુંદર રીતે કર્યા છે.

પંડિતજીને હમણાં હમણાં ગુન્હાશોધનમાં પુષ્કળ રસ પડતો હતો અને તેઓ ઘણી ચપળતાથી એ વિષયનું શિક્ષણ જયંત પાસે લેતા હતા. એમણે ધીમે ધીમે એટલી દક્ષતા બતાવવા માંડી હતી કે એ જોઈને અમે બેઉ: હું તથા જયંત, હેરત પામતા હતા.

ઉનાળાના દિવસો હતા. અમે ત્રણ જણ ડુમસમાં હવા-ફેર માટે ગયા હતા. સચિન સ્ટેટની હદમાં આવેલું ડુમસ હવા-ખાવાના સ્થળ તરીકે જાણીતું છે. અરબ્બી સમુદ્રપરથી ચોવીસે કલાક ફુંકાતો શીતળ પવન ગરમી ઊરાડી મૂકે છે અને ઉનાળા-ના સખત તાપમાંથી ડુમસને શરણે આવેલાં માનવીઓને ઉનાળો જણાવા સરખો દેતો નથી.

અમારી બાજુના બંગલામાં ભગવાનજી દેશાઇ કરીને એક અનાવિલ ગ્રહસ્થ રહેતા હતા. એમણે અમને એક વખત જણાવ્યું હતું કે એમના કાકા દયાળજી દેશાઇ કૈંક સલાહ માટે આવવાના હતા.

એમની દીકરી એકાએક મરણ પામી હતી. મરણનું કારણ પણ જણાયું ન હતું છતાં એમને શંકા હતી કે કૈં દગો થયો હતો; એટલે એમણે ભગવાનજીને વાત કરેલી તે ઉપરથી ભગવાનજીએ અમને બોલાવ્યા હતા.

ભગવાનજી એમને લઇ આવ્યા.

એ પચાસેક વર્ષની ઉંમરના, બાંધીદડીના, ખાધે પીધે સુખી માણસ હતા.

'આ મ્હારા દયાળજી કાકા.' ભગવાનજી બોલ્યા.

'આવો! આવો!' જયંતે આવકાર આપ્યો.

'મેં ની ધારેલું કે પોરી ઊંચમુંચ મરી જહે' દયાળજીએ શરૂઆત કરી. એમની ભાષા વલસાડી હતી એટલે હવે પછી તે લખવાને બદલે સરળ ભાષામાં જ લખીશું. પ્રાંતિક અસ્મિતાની ખોટી ભાવના સેવવાનો અમારો આશય નથી. દરેક જણ જો પ્રાંતિક અસ્મિતા સેવે તો ગુજરાતી ભાષા એવી પંચભેળ ખીચડી થઇ જાય કે ન પૂછો વાત!

'હરકત નહિ! આપ સ્વસ્થ ચિત્તે બધી હકીકત જણાવો.' પંડિતજીએ કહ્યું.

'જુઓને, વાત એમ બની હતી કે પંદર દહાડાપર એક કાગળ આવ્યો; એ મ્હારી દીકરી તારા તરફનો હતો એમ ટપાલની છાપ પરથી મ્હને ભીમભાઇ કહેતા હતા પણ એની અંદરનું લખાણ નવાઇ જેવું હતું; એમાં માત્ર આંકડા જ હતા. હું ભણેલો નથી એટલે મ્હને તો કંઇ જ સમજણ પડી નથી!'

'એ કાગળ ક્યાં છે?' જયંતે પૂછ્યું.

દયાળજીએ પોતાની બંડીમાંથી પરબીડીયું કાઢીને જયંતને આપ્યું.

જયંતે કાગળ કાઢી જોવા માંડ્યો. એનાપર નીચે મુજબ આંકડા હતાઃ

૧૬/૩૯, ૨૪/૧૭, ૩૨/૨૨, ૨૪/૪૧, ૩૦-૩૦/૪૦, ૧૬/૩૮, ૩/૪૦-૨૬, ૨૦/૪૭, ૨/૪૭, ૨૪-૪૪, ૩૦, ૨૨/૩૮, ૨૬/૩૮-૪૪, ૨૨/૪૭-૪/૪૭-૩૨/૨૨, ૩૨/૧૬/૩૯, ૧૦, ૨૬/૩૮-૨૩/૩૮, ૯, ૨૦/૪૫-૨૨/૪૦, ૨૬/૪૫-૪૮, ૧૬/૩૮, ૨૪/૨૪/૪૫-૪/૪૭-૩૦/૪૬, ૩૨/૩૮-૨૬/૩૮, ૧૧/૪૭-૨૬/૩૮, ૨૪/૪૧-૨૮, ૨૩/૩૯, ૧૮/૩૮, ૨૦-૩૭, ૩૦/૩૮, ૨૫-૪/૪૭-૪, ૧૬/૩૮-૪/૪૮, ૩૦/૪૦-૨૪/૪૦, ૧૬/૪૭-૩૮, ૧૧, ૨૩/૪૧-૨૩, ૯/૪૧-૪/૪૮-૩, ૨૩, ૧૮/૪૦, ૨૬, ૧૮, ૧૮-૧૦, ૨૪, ૩/૪૫-૩૭, ૨૭/૩૮, ૮/૩૯, ૨૦/૪૦-૧૬/૩૮, ૨૪-૩૮.

'તારા ભણેલી હતી?' પંડિતજીએ પૂછ્યું.

'હાજી એનો અભ્યાસ ઇંગ્રેજી ચાર ચોપડી સુધીનો હતો અને અમારા ગામના હેડ માસ્તર કહેતા હતા કે એના જેવી ચાલાક છોકરી એમણે જોઇ ન હતી.'

'એના કાગળો તમે કોની પાસે વંચાવતા?'

'હેડ માસ્તર પાસે. ઘણા ખરા કાગળો એજ વાંચી આપતા.'

'તારાને એની ખબર હતી?'

'હાજી.'

'તારા કેટલો વખત થયાં પિયર નહોતી આવી?'

'છેલ્લા દશ મહિના થયાં સાસરેજ હતી.'

'પેલા હેડ માસ્તર પાસે આ કાગળ લઇ ગયા હતા?'

'નાજી. એજ મુશીબત છે ને!'

'કેમ? મુશીબત શાની?'

'હેડ માસ્તર મરણ પામ્યા છે. બિચારા ઘણાજ ભલા માણસ હતા.'

'તારાને એની ખબર હતી?'

'બિલકુલ નહિ.'

'ઠીક. આપ જરા શાંતિથી બેસો. અમે બનતા સુધી આ કાગળનો ભેદ ઉકેલવા પ્રયત્ન કરીએ છીએ.'

એમ કહીને જયંત ઉઠ્યો. બન્ને કાકા ભત્રિજાએ વાતો કરવા માંડી.

અમે ત્રણે જણા બીજા ઓરડામાં જઇને પેલા કાગળની પરિભાષાનો ઉકેલ શોધવા પ્રયત્ન કરવા લાગ્યા.

અમે એનું બારીકાઇથી નિરિક્ષણ કર્યું.

'આંકડાની પરિભાષાની સાદી શ્રેણી છે.' પંડિતજીએ સૂચના કરી.

'બરાબર છે અને વારે વારે આવતો ૪/૪૭ એ 'છે' ને માટે વપરાયો હોય એમ લાગે છે.' જયંતે જણાવ્યું.

'એજ રીતે ૩૮, ૪૦, ૪૫, ૪૭, ૪૮ એ સ્વરની સંજ્ઞાઓ હોવી જોઇએ. એમનો ઉપયોગ પુરતી છૂટથી થયો છે.'

'એમજ '૭' એ ચોથો છે અને મોટામાં મોટો આંકડો ૪૮ છે એટલે એકંદરે આ પરિભાષામાં ૪૮ અક્ષરનો ઉપયોગ થયો છે. ૩૬ વ્યંજન અને ૧૨ સ્વર. માત્ર એની ગોઠવણી ધ્યાન રાખવી જોઇએ. એમાં કૈંક ભેદ છે.'

'૭ ચોથો છે જ્યારે ક થી ગણતાં એ સાતમો આવે છે.

માટે એની પછી જ ઞ અને ઞ હોવા જોઈએ, ને ઞ થી ૧ શરૂ થતો હોવો જોઈએ એ રીતે ઞ થી ૧ ગણીએ તો છ ની નીચે ૪ આવે અને ક ની નીચે ૧૦ આવે.

'એ રીતે પહેલી લાઇન પૂરી થઈ.'

'બરાબર છે! હવે જ્યારે આંકડા ડાબી બાજુથી જમણી બાજુ ગયા છે ત્યારે બીજી લાઇનમાં પણ એવોજ ભેદ હોવો જોઈએ.'

'બનવા જોગ છે.'

'બીજી લીટીમાં પણ દશ અક્ષર હોવા જોઈએ—'

એ રીતે ગણતાં ટ થી ન સુધીના અક્ષર આવે અને એમને જો અનુક્રમે ગણીએ તો ટ અગીઆરમો ને ન વીસમો આવે.'

'અને ત ૧૬ મો આવે. એમજ છે! જુઓને પહેલો આંકડો ૧૬ છે એ ત જ હોવો જોઈએ. એની જોડનો ૩૯ એ ર્થ હોય એમ લાગે છે. પહેલો શબ્દ 'તીર્થસ્વરૂપ' હોવાનું અનુમાન થાય છે અને બીજો શબ્દ 'પિતાજી.'

'ને છેલ્લો તારા.'

આ અનુમાન મુજબ તેનો નંબર બરાબર આવે છે એટલે બીજી લીટીની ગોઠવણી પણ આપોઆપ બંધ બેસે છે.'

'આપણને આ રીતે ર થ સ ત ઉ પ આ જ ષ ર્થ એ અક્ષરોના આંકડા મળે છે અને તે અનુક્રમે ૨૪, ૧૭, ૩૨, ૨૨, ૪૧, ૩૦, ૩૮, ૩, અને ૪, છે.'

અમે બે આ રીતે અનુમાનો કરતા હતા ત્યાં પંડિતજીએ એનો ઉકેલ અમારી પાસે રજૂ કર્યો.

'તમારી સૂચના પ્રમાણે તો આ રીતની ગોઠવણી લાગે છે.' પંડિતજી બોલ્યા અને ઉકેલ આપ્યો. તે નીચે મુજબ હતોઃ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ ન
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦
પ ફ બ ભ મ ય ર લ વ શ
૩૦ ૨૯ ૨૮ ૨૭ ૨૬ ૨૫ ૨૪ ૨૩ ૨૨ ૨૧
ષ સ હ ળ ક્ષ જ્ઞ અ આ ઇ ઈ ઉ
૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫ ૩૬ ૩૭ ૩૮ ૩૯ ૪૦ ૪૧
ઊ એ ઐ ઓ ઔ અં અઃ
૪૮ ૪૭ ૪૬ ૪૫ ૪૪ ૪૩ ૪૨

'બરાબર છે!' જયંતે કહ્યું: 'પણ ચોથી લાઇનમાં ભૂલ છે.'

'એમાં એક અક્ષર વધારે છે અને તે લઇએ તોજ ઉકેલ બરાબર આવે છે.' પંડિતજીએ ખુલાસો કર્યો.

'ઠીક, આ રીતે ઉકેલતાં પત્રની ઇબારત—'

'આ રહી:' કહીને પંડિતજીએ તે પણ રજૂ કરી.

એમણે ઘણી ઝડપી પ્રગતિ કરી હતી.

કાગળનો ઉકેલ નીચે મુજબ હતો:

તિર્થસ્વરૂપ પિતાજી,

મને ઝેર આપવામાં આવે છે. સ્વસ્તિકમાં વીમો ઉતાર્યો છે. પૈસા માટે મારું બલિદાન અપાય છે. સખત ચોકીપેરો રખાય છે છતાં છુપી રીતે આટલું લખું છું. જલદી મદદ કરજો.

અભાગિની

**તારા**

એ વાંચી અમારી અજાયબીનો પાર ન રહ્યો. તારાએ મરતાં પહેલાં બાપને S. O. S મોકલ્યો હતો. પણ કમનસીબે એ વાંચનાર એના શિક્ષક મરણ પામ્યા હતા એટલે એ વણ-ઉકલ્યો જ રહ્યો. અમે તરતજ બીજા ખંડમાં ગયા.

'તારા ક્યારે મરણ પામી?' જયંતે દયાળજીને પૂછ્યું.

'પાંચમી તારીખે.'

'અને આ કાગળ આપને ચોથીએ મળ્યો. ઠીક! એનો વર શું કરે છે?'

'સુરતમાં નોકરી કરે છે?'

'પગાર શો મળે છે?'

'સાઠેક રૂપિયા હશે.'

'બાપદાદાની મિલ્કત કેટલી છે?'

'પાંચ સાત હજારની.'

'વાંકડાનો વર ને?'

'હાજી. પલસાણા ને ગણદેવી અમારામાં વાંકડાનાં.'

'ઠીક.'

'જયંત! તો પછી આણે 'બે પક્ષીઃ એક કાંકરે' માર-વાનો પ્રયત્ન કર્યો લાગે છે.' પંડિતજી બોલી ઊઠ્યા.

'એમજ છે.' જયંતે કહ્યું. 'એણે સ્વસ્તિકમાં જોઈન્ટ લાઈફનો વીમો ઉતરાવ્યો હોવો જોઈએ અને વીમાની રકમ મેળવવા માટે તારાને ઝેર આપ્યું હોવું જોઈએ. તારાનો કાગળ જ એની સાબીતી છે. એના પર રખાતી સખત દેખરેખ અને ચોકી પહેરાની વાત તો એણે કરીજ છે છતાં કેટલીક હકીકત પૂછાવવા જેવી છે.' એમ કહીને એ ઊઠ્યો અને બે તાર લખીને મ્હને આપ્યા. એક સુરતમાં એક મિત્રને અને બીજો મુંબાઈ સ્વસ્તિક ઇન્સ્યુરન્સના મેનેજરને; બંને તાર 'અરજંટ' હતા અને જવાબના પૈસા પણ ભરવાના હતા.

દોઢેક કલાક પછી અમને બંને ઠેકાણેથી જવાબ મળ્યા.

સુરતથી ખબર મળી કે તારા સાધારણ રીતે શકમંદ સંજોગોમાં મરણ પામી હતી પણ વીમાની વાતની કોઇને ખબર ન હતી. તારાનો વર પંચાવન રૂપિયામાં કોઓપરેટીવ બેંકમાં કલાર્ક હતો.

મુંબઇથી જવાબ હતો કે તારા અને ગુલાબદાસની જોઇન્ટ

આઇફ પોલિસી સ્વસ્તિકે ત્રણ મહિના ઉપર આપી હતી અને કંપનીને જણાવવામાં આવ્યું હતું કે ગુલાબદાસ ગબ્બર હતો. એણે બીમીઅમની રકમ તરતજ આપી હતી.

અમે દયાળજીને બોલાવ્યા અને જણાવ્યું કેઃ 'તારાએ આપને લખેલો કાગળ વખતસર ન ઉકેલાયો તેથીજ એને બચાવવાનો છેલ્લો પ્રયત્ન થઇ શક્યો નહિ. એનું મરણ નિર્માયું હશે; એટલેજ હેડમાસ્તર પહેલાં મરી ગયા અને એમના મરણની તારાને ખબર નહિ તેથી એણે આ રીતે પત્ર લખવાની ભૂલ કરી. એને પણ બીક હતી એટલે એ શું કરે !'

'એને ઝેર આપ્યું ખરૂં ને ?' એમણે પૂછ્યું.

'હાજી.' પંડિતજીએ જણાવ્યું. 'પૈસાને ખાતર એને ઝેર અપાયું છે અને ગુલાબદાસે એક કાંકરે બે પક્ષી મારવાનો તાગડો રચ્યો છે. બંને વચ્ચે બનાવ બરાબર નહિ હોય એટલે તારાનું કાસળ કાઢ્યું, તેમાં પણ વીમા કંપનીને ફસાવી અને પૈસા મેળવવાની યુક્તિ કરી.'

'એની યુક્તિને આ કાગળનો ઉકેલ ધૂળ મેળવે છે.' જયંતે કહ્યુંઃ 'તમે ચિંતા નહિ કરતા. એના કામનો બદલો ભગવાન આપી રહેશે.'

'ભલે, હવે શું કરવું છે ?'

'અમે બધી ગોઠવણ કરીએ છીએ.' પંડિતજી બોલ્યા.

જયંતનો ભલામણપત્ર લઇને પંડિતજી તરતજ સુરત જવા નિકળ્યા. એ પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટને મળ્યા અને બધી વાત સમજાવી. તરતજ બન્ને જણે સાથે જઇને ગુલાબદાસને બેંકમાંથી ગીરફતાર કર્યો.

પોતાની સામેનો આરોપ સાંભળી ગુલાબદાસ ફગલાઇ ગયો. એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એની યુક્તિ પકડાઇ જશે.

એણે કબૂલ કર્યું કે તારા સાથે એને જોઇએ તેવો બનાવ હતો નહિ અને એનો વિચાર એનું કાસળ કાઢવાનો હતો. એનું કાસળ નીકળે અને પૈસા મળે એવો એણે ત્રાગડો રચ્યો હતો. તારાનો કાગળ આડે ન આવ્યો હોત તો એ વીમા કંપની પાસે પૈસા મેળવી શકત. તારાના મરણ બાબત એણે પુરતી ચોકસી રાખી હતી અને ઘટતો પુરાવો ઊભો કર્યો હતો.

આટઆટલી તકેદારી રાખ્યા છતાં એનું પાપ ઢાંક્યું રહ્યું નહિ.

ગુલાબદાસ પર ઝેર આપવાનો ગુન્હો સાબીત થયો અને એને ફાંસીની સજા થઇ.

એના કેસે આખી કોમમાં ભારે સનસનાટી ફેલાવી દીધી.

☆ સમાપ્ત ☆

ગુન્હાશોધનનાં અ વ ન
પરાક્રમોને લગતી વાર્તા
વાંચવાની કુમારજીવન
તાલાવેલી જાગે છે અને
વૃત્તિ જીવનમાં દીર્ઘ કા
સુધી કાયમ રહે છે.
પ્રસંગે જો પ્રેરણાદાયી વાચ
મળે તો મગજશક્તિ
સુંદર વિકાસ થાય છે. દરે
વસ્તુ કે વિગત ઝીણવટ
જોવા સમજવાની અને તે
હાર્દ પામવાની અદ્ભુ
શક્તિ એનાથી સાંપડે
અને જીવન સાફલ્યનો માર
સરળ બને છે.

★ ★

આ રીતે માનવજીવનને
અનેકવિધ વિકાસ કરી શ
એવી પ્રેરણાદાયી રસિ
વાર્તાઓ આપવાની યોજન
'સાહસ કથાવલિ' મ
કરવામાં આવી છે.



સંપાદક : નાગરદાસ ઇ. પટેલ

મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી પ્રેરણાદાયી વાચન આપતી ગુજરાતની અજોડ ગ્રંથાવલિ



– સૅટ પહેલો –

૧ કુંદન મ્હેતા
૨ પ્રિયંવદાનું પરાક્રમ
૩ સફેદ ઠગ :
૪ : દીવાનજી

– સૅટ બીજો –

૫ ખાનદાનનાં ફરજંદ
૬ સંતાન બુઢ્ઢી :
૭ : સોનેરી ટોળી
૮ ગુન્હેગાર દુનિયા

– સૅટ ત્રીજો –

૯ આંગળાંની છાપ
૧૦ મામાનો વારસો
૧૧ ફાંસીને દોરડે :
૧૨ : શનિનો એક્કો

– સૅટ ચોથો –

૧૩ આપઘાતનો ભેદ
૧૪ બૅન્ક પર દરોડો
૧૫ વીલ : વિચિત્ર ને સચિત્ર
૧૬ : જુલમગાર :



દરેક પુસ્તકનો ફક્ત સવા રૂપિયો વી. પી. ખર્ચ પાંચ આના

દરેક સૅટના બૉક્સના પાંચ રૂપિયા વી. પી. ખર્ચ બાર આના



તમારા બુકસેલર પાસે માગો અથવા લખો

બાલવિનોદ કાર્યાલય : ૧૮૯ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨